પ્રેમભક્તિ ગ્રંથમાળા

# ન્હાના ન્હાના રાસ

ભાગ ૧-૨-૩ સાથે

ન્હાનાલાલ દલપતરામ કવિ

રૂ. ૪-૧૨-૦



એન. એમ. ત્રિપાઠી લિમિટેડ
પ્રિન્સેસ સ્ટ્રીટ
મુંબઈ ૨

પ્રેમભક્તિ ગ્રન્થમાળા,

# ન્હાના ન્હાના રાસ

ભાગ ૧લો

Nanalal Dalpatram





| | | પ્રથમાવૃત્તિની સાલ |
|---|---|---|
| ૨૪, | ઇન્દુકુમાર, અંક ૨ જો ( ૨ જી આવૃતિ ) | ૧૯૨૭ |
| ૨૫, | ન્હાના ન્હાના રાસ, ભાગ ૨ જો ( ૨ જી આવૃત્તિ ) | ૧૯૨૮ |
| ૨૬, | ગીતમંજરી | ૧૯૨૮ |
| ૨૭, | જહાંગીર-નૂરજહાન ( ૨ જી આવૃત્તિ ) | ૧૯૨૮ |
| ૨૮, | કુરુક્ષેત્ર; ચતુર્થ કાંડ, ઘોષપર્વણી | ૧૯૨૮ |
| ૨૯, | કુરુક્ષેત્ર; પંચમ કાંડ, પ્રતિજ્ઞાદ્વન્દ્વ | ૧૯૨૮ |
| ૩૦, | કુરુક્ષેત્ર; એકાદશ કાંડ, શરશય્યા | ૧૯૨૯ |
| ૩૧, | કુરુક્ષેત્ર; દ્વિતીય કાંડ, હસ્તિનાપુરના નિર્ઘોષ | ૧૯૩૦ |
| ૩૨, | શાહાનશાહ અકબરશાહ | ૧૯૩૦ |
| ૩૩, | પાંખડીઓ | ૧૯૩૦ |
| ૩૪, | કુરુક્ષેત્ર; દશમ કાંડ, કાળનો ડંકો | ૧૯૩૦ |
| ૩૫, | સંબોધન | ૧૯૩૦ |
| ૩૬, | દામ્પત્યસ્તોત્રો | ૧૯૩૧ |
| ૩૭, | શિક્ષાપત્રી, સમશ્લોકી | ૧૯૩૧ |
| ૩૮, | બાળકાવ્યો | ૧૯૩૧ |
| ૩૯, | ઉપનિષત્પંચક | ૧૯૩૧ |
| ૪૦, | સંઘમિત્રા | ૧૯૩૧ |
| ૪૧, | પ્રસ્તાવમાળા | ૧૯૩૨ |
| ૪૨, | ઇન્દુકુમાર, અંક ૩ જો | ૧૯૩૨ |

## હવે પછી છપાશે

| | |
|---|---|
| ધર્મમન્થન | કેટલાંક કાવ્યો, ભાગ ૩ જો |
| વિચારણા | ગીતમંજરી, ભાગ ૨ જો |
| કુરુક્ષેત્રના કાંડો | શ્રી હર્ષ |

## પ્રેમભક્તિ-ગ્રન્થમાળા

| | | પ્રથમાવૃત્તિની સાલ |
|---|---|---|
| ૧, | કેટલાંક કાવ્યો, ભાગ ૧ લો (૨ જી આવૃત્તિ) | ૧૯૦૩ |
| ૨, | રાજસૂત્રોની કાવ્યત્રિપુટિ (૩ જી આવૃત્તિ) | ૧૯૦૩-૦૫-૧૧ |
| ૩, | વસન્તોત્સવ (૩ જી આવૃત્તિ) | ૧૯૦૫ |
| ૪, | કેટલાંક કાવ્યો, ભાગ ૨ જો (૨ જી આવૃત્તિ) | ૧૯૦૮ |
| ૫, | ઇન્દુકુમાર, અંક ૧ લો (૩ જી આવૃત્તિ) | ૧૯૦૯ |
| ૬, | ન્હાના ન્હાના રાસ, ભાગ ૧ લો (૭ મી આવૃત્તિ) | ૧૯૧૦ |
| ૭, | શ્રીમદ્ ભગવદ્ગીતા, સમશ્લોકી (૨ જી આવૃત્તિ) | ૧૯૧૦ |
| ૮, | જયા-જયન્ત (૪ થી આવૃત્તિ) | ૧૯૧૪ |
| ૯, | મેઘદૂત, સમશ્લોકી (૩ જી આવૃત્તિ) | ૧૯૧૭ |
| ૧૦, | ઉષા (૫ મી આવૃત્તિ) | ૧૯૧૮ |
| ૧૧, | ચિત્રદર્શનો | ૧૯૨૧ |
| ૧૨, | રાજર્ષિ ભરત (૨ જી આવૃત્તિ) | ૧૯૨૨ |
| ૧૩, | પ્રેમકુંજ (૨ જી આવૃત્તિ) | ૧૯૨૨ |
| ૧૪, | પ્રેમભક્તિ-ભજનાવલિ (૨ જી આવૃત્તિ) | ૧૯૨૪ |
| ૧૫, | સાહિત્યમન્થન | ૧૯૨૪ |
| ૧૬, | વૈષ્ણવી પોડશ ગ્રન્થો, સમશ્લોકી | ૧૯૨૫ |
| ૧૭, | શકુન્તલાનું સંભારણું (૨ જી આવૃત્તિ) | ૧૯૨૬ |
| ૧૮, | કુરુક્ષેત્ર; પ્રથમ કાંડ, યુગપલટો (૩ જી આવૃત્તિ) | ૧૯૨૬ |
| ૧૯, | કુરુક્ષેત્ર; દ્વાદશ કાંડ, મહાસુદર્શન (૨ જી આવૃત્તિ) | ૧૯૨૭ |
| ૨૦, | ઉદ્બોધન (૨ જી આવૃત્તિ) | ૧૯૨૭ |
| ૨૧, | અર્ધશતાબ્દિના અનુભવબોલ (૨ જી આવૃત્તિ) | ૧૯૨૭ |
| ૨૨, | સંસારમન્થન (૨ જી આવૃત્તિ) | ૧૯૨૭ |
| ૨૩, | વિશ્વગીતા (૨ જી આવૃત્તિ) | ૧૯૨૭ |

પ્રેમભક્તિ-ગ્રન્થમાળા

# ન્હાના ન્હાના રાસ

ભાગ ૧ લો



ન્હાનાલાલ દલપતરામ કવિ

વિ. સં. ૧૯૮૮ ઈ. સ. ૧૯૩૨

સવા

કીંમત એક રૂપીઓ



પ્રકાશક : ન્હાનાલાલ દલપતરામ કવિ,

ભદ્ર, અમદાવાદ

| | | |
|---|---|---|
| આવૃત્તિ ૧ લી, ૧૯૧૦ | | પ્રત ૧૦૦૦ |
| આવૃત્તિ ૨ જી, ૧૯૧૪ | આ આવૃત્તિઓ શ્રી | પ્રત ૧૦૦૦ |
| આવૃત્તિ ૩ જી, ૧૯૧૯ | જીવનલાલ અમરશી | પ્રત ૧૦૦૦ |
| આવૃત્તિ ૪ થી, ૧૯૨૧ | મહેતાએ છપાવી હતી. | પ્રત ૧૦૦૦ |
| આવૃત્તિ ૫ મી, ૧૯૨૨ | | પ્રત ૨૦૦૦ |
| આવૃત્તિ ૬ ઠ્ઠી, ૧૯૨૮ | | પ્રત ૧૫૦૦ |
| આવૃત્તિ ૭ મી, ૧૯૩૨ | | પ્રત ૧૨૫૦ |

૧૯૨૭ પછી પ્રેમભક્તિ-ગ્રન્થમાળાના પ્રત્યેક ગ્રન્થની પ્રત્યેક નકલ ઉપર કર્તાની ટૂંકી સહી હોય છે.

મુદ્રક, મુદ્રણસ્થાન :

શંકરરાય અમૃતરાય,

જ્ઞાનમન્દિર મુદ્રણાલય, રાયપુર, અમદાવાદ.

૧

આવો આવોને સખિઓ ! આજ રસતાળી પાડી
કાંઇ ગજવો આપણી બ્હેન ! આ ગુર્જરી વાડી.

હરિણી શી ચંચળ વાન, નાજુક ને નમણી,
ફૂલની કળી સમ સુકુમાર સૂરતની રમણી !

છબિ છટા ભરી, સોહાગ તપે મુખ, મુગ્ધઉરા,
શુભ વડોદરાની વેલ સરિખી એ ચતુરા !

રૂડી ઠરેલ બુદ્ધિવિશાળ, રહેમજી, ને શાણી,
મુજ અમદાવાદની બ્હેન ! ઘરરખુ એ ગૃહિણી !

નિજ ઉરના વિવિધ વિલાસરંગે રંગેલી
મુંબઇની મોહનરૂપ સખિ ! એ અલબેલી !

અમૃત શા મિઠા બોલ, પણ જ્ઞાને અધૂરી,
એ કોકિલકંઠી નાર હાલારની મધૂરી !

છો સુંદર રસિક ઉદાર, સહુ ભગિની આવો,
ગુર્જર જનનીની જેહ કુંવરીઓ કહાવો.

જ્યહાં સિંહણુ નિજ સન્તાન ધવરાવે જાળે,
જ્યહાં સાગર ઉછળે નીર મોતીની પાળે;
જ્યહાં પ્રેમભક્તિનાં ગાન ભક્તજને ગાયાં,
જ્યહાં સ્થળસ્થળમાં ઇતિહાસ શૂરના સોહાયા;
એ અદ્ભુત દેશની બાળ, સ્મરીને વીર સતી,
સૌરાષ્ટ્ર તણી સન્નાર ! પધારો ભાવવતી.
તેજસ્વી, મદડોલન્ત, જળની લક્ષ્મી જશી,
આવોને કચ્છની કોડ ભરેલી યુવતિ ! હંશી.
આવો આવોને સહિયર ! આજ રસટહુકે ગુંજે,
કાંઇ ગજવો ગમતે ગીત નિજ ગુર્જરી કુંજે.
આ તમ કાજે ભરી છાબ ગીતનાં ફૂલડાંની,
લ્યો સત્કારો રસબાળ ! એટલી મહેમાની.
છે મુજ કુળની એ રીત, તાતે શિખવી ભલી,
લ્યો ચરણુ ધરૂં છું, બ્હેન ! વીરની વીરપસલી.



જૂદે જૂદે સ્થળે વેરાયેલા ગરબા એકઠા કરી એક ન્હાની ગરબાવલિના રૂપમાં અપાય તો સંગીતરસિક સન્નારીઓને સગવડતા થાય એ વિચારથી આ સંગ્રહ છપાવ્યો છે. પૂર્વે છપાયેલા, છૂટા જ રહેલા, કે અન્ય કોઇ લાંબા કાવ્યના અંગભૂત થયેલા મ્હારા એંશી રાસ આ ગરબાવલિમાં છે.

પાછળ ગીતોના જડયા તેટલા ઢાળ આપ્યા છે; પણ ત્હેમાં યે ફેરફાર નથી એમ નથી. ફૂલછોડમાં જેમ આંખ ચ્હડાવવામાં આવે છે તેમ ગરબીઓમાં પણ અનેક ઢાળનાં રસિક ગૂંથણ ગૂંથી શકાય છે; અને એવા પ્રયોગ આ સંગ્રહમાં ઘણા છે. કુંડળિયા ને છપય જેવા છન્દો, તથા ભાતભાતની લોકપ્રિય ગરબીઓ બતાવે જ છે કે એક ગીતબન્ધમાં અનેક ગીતના ઢાળ સુરીતે મેળવવાથી રસિક્તા વધે છે. સાખીઓને માટે પણ ફક્ત દોહરા જ નહીં, પણ દોહરા, સોરઠા, વસન્તતિલકા, ખંડ હરિગીત યોજાયા છે.

# આમન્ત્રણ

---

આવો, સન્તો ! આવો, સન્તો !
રસકુંજે આવો, સન્તો !

રાસેશ્વરને પદ અમે ઝીણાં ઝીણાં ગીતઃ
નિર્મળ તેજઉઘાડમાં પાન કરીશું નિત્યઃ
વ્હાલાં ! ઝીલશું, વ્હાલાં ! ઝીલશું,'
ગીતલહરે વ્હાલાં ! ઝીલશું.

સ્નેહવેલના ઝૂલમાં હીંચશું ઉર હરખાઈઃ
પ્રિયગુણગાનફૂલો ગૂંથી ધરશું પ્રિયપદ માંહિઃ
પ્રિય સંગે, પ્રિય સંગે,
આનન્દીશું પ્રિય સંગે.

પ્રેમવાડીના ઝરણમાં ગીતીનીરે ન્હાઇ
રાસેશ્વરને પૂજતાં પ્રભુતા રહે પથરાઈઃ
પ્રભુતામાં, પ્રભુતામાં,
જગ ભૂલશું રસપ્રભુતામાં.



## ૩, વીણો-વીણોને ફૂલડાંના ફાલ

---

વીણો-વીણોને ફૂલડાંના ફાલ,
ફોરે એવા હૈયાં, સખિ !
ગૂથો-ગૂથોને ફૂલડાંની માળ,
ગૂથો એવા હૈયાં, સખિ !

સરખી સાહેલી કોઇ વીણવા ન આવે,
વીણું હું વનને અકેલી રે;
વીણું અલબેલી હુ ફૂલફૂલની વેલી, ને
વીણું ને થાઉં ઘેલી-ઘેલી,
હો ! વીણો એવાં ફૂલડાં, સખિ !

આઘે-આઘે છે મઢૂલી જોગીની ગ્હારા,
પાસે છે ફૂલડાંની વાડી રે;
સાધીશું જોગ સ્નેહગંગાને કાંઠડે,
વીણીશું ફૂલ દ્હાડી દ્હાડી,
હો ! વીણો એવા ફૂલડાં, સખિ !

⚜

## ૪, બ્હેનાં આવો

---

એક આંબો મ્હોરે મ્હારે આંગણે રે લોલ;
ઘેરગમ્ભીર એની ઘટા ઢળી રે લોલ !
બ્હેનાં ! આવો, રસાળ એની છાંયડી રે લોલ.

એક આસોપાલવ મ્હારી વાડીમાં રે લોલ :
ઘેરગમ્ભીર એની છટા ઢળી રે લોલ !
બ્હેનાં ! આવો, હેતાળ એની છાંયડી રે લોલ.

એક વડલો ઉભો વનચોકમાં રે લોલ :
ઘેરગમ્ભીર એની જટા ઢળી રે લોલ !
બ્હેનાં ! આવો, વિશાળ એની છાંયડી રે લોલ.



## ૫, શુભના શુકુને હો ! સંચરો



શુભના શુકુને હો ! સચરો, મહારાજ !
રણને જીતીને વ્હેલેરા વીર ! પધારજો, મ્હારા રાજ !
જગને જયઠંકે ધરણી ધ્રૂજાવજો, મ્હારા રાજ !

ઘોડો મ્હારો યશપ ખાળો, ને ઉડશે
ઘોડો મ્હારો જયપંખાળો, ને જીતશે

ગરવો રણધ્વજ એ ફરફરે, મહારાજ !
સુભટોના હૈયા એવા રણની રમણે ચ્હડયા, મ્હારા રાજ !

શૂરનો મહેરામણ ઉલટયો, મહારાજ !
વીરો કેરા પગના પડે છે પડછન્દવા, મ્હારા રાજ !

શુભના શુકુને હો ! સચરો, મહારાજ !



## ૬, દેવોનાં ધામ એ



ધીમે ધીમે ધીમે, સાહેલિ !
ચાલો ચ્હડિયે ગિરિઓ ગરવા,
દેવોનાં ધામ એ, વિભુના વિશ્રામ એ,
આત્માનાં પૂર પૂરથી ભરવા:
ધીમે ધીમે ધીમે, સાહેલિ !

દૈત્યો વિદારનાર, દેવો ઉગારનાર,
જગવી જયનો ટંકાર આવે છે એ કુમાર,
ગિરિગિરિમાં જય ઉચ્ચરવા,

બાણે છે શેષ નાગ, ચાપે છે વીજળી,
એવા જયકેતુધારી અભિનન્દવા:
ધીમે ધીમે ધીમે, સાહેલિ !

## ૭, હૈયાની વાંસળી



હૈયાનાં હેત વ્હેતી વાંસળી વાગી!
વાંસળી વાગી,
ને મ્હારી છાતડી જાગી;
દુનિયાનાં દંશ દેતી વાંસળી વાગી.

એનો ઘેરો ટ્હૌકાર,
મ્હારા ઉરનો આધાર,
મ્હારો ઉંડો ઉંડો જાણે જીવનલલકારઃ

દુનિયાના દંશ દેતી વાંસળી વાગી;
વાંસળી વાગી,
ને મ્હારી છાતડી જાગી
હૈયાનાં હેત વ્હેતી વાસળી વાગી!



## ૮, વસન્તનાં કિરણો

૧

સન્ધ્યાના આભ કેરે કાંઠડે ઉઘાડી મીટ;
આશાની એક અલબેલડે ઉઘાડી મીટ.

જો! જો! પ્રકાશ કેરે પોપચે ઉઘાડી મીટ;
સૂર્યે ઉષાની વેલડી નીચે ઉઘાડી મીટ.

કિરણો હતાં તે કુસુમ ખીલિયાં ઉઘાડી મીટ;
હઇડે એ હાસ્ય કોણે ઝીલિયાં, ઉઘાડી મીટ?

૨

જો! જો! આનન્દની અધૂકડી ઉઘાડી મીટ;
સંસાર જાગે શતપાંખડી ઉઘાડી મીટ.

સંજીવન ભરી પિચકારીઓ, ઉઘાડી મીટ;
ફૂલડાંની કયારી કેરી ઝારીઓ, ઉઘાડી મીટ;

જગમાં વસન્ત રમણે ચ્હડી ઉઘાડી મીટ;
ક્‌હેશો? એ કોને કોને ઉર અડી ઉઘાડી મીટ?



## ૯, પ્રેમસરોવર

ભર્યું-ભર્યું સરવર ઝૂલતું રે,
  રમવાને ત્ય્હાં રૂડું ચાલ, મ્હારા વ્હાલમા !
કાંઠે ઉગ્યાં દેવફૂલડાં રે,
  ત્હેની ગૂંથીશું વરમાળ, મ્હારા વ્હાલમા !
રૂડાં ફૂલ, રૂડલું સરોવરે રે,
  રૂડલા અતિશય આપ, મ્હારા વ્હાલમા !
કુંજની કુસુમલ છાંયમાં રે
  ભૂલશું જગતપરિતાપ, મ્હારા વ્હાલમા !
જામી ઉપર રસની ઘટા રે,
  નીચે નીતિની વેલ, મ્હારા વ્હાલમા !
પરિમળ પમરે છે પુણ્યના રે,
  ઝૂલો મંહી, અલબેલ ! મ્હારા વ્હાલમા !
પીશું પરમ પદનાં અમી રે,
  લેશું અમૂલખ લ્હાવ, મ્હારા વ્હાલમા !
જગત જૂવે ત્હારી વાટડી રે,
  જીવનના જન્ત્ર જમાવ, મ્હારા વ્હાલમા !
કમળો હસે જળ ઝીલતાં રે,
  નયનો હસે છે રસાલ, મ્હારા વ્હાલમા !
ઉઠ-ઉઠ, પ્રિયતમ ! ઉઠને રે,
  પ્રેમસરોવર ચાલ, મ્હારા વ્હાલમા !

❦

## ૧૦, સ્વર્ગનાં મૃદંગ

---

પેલા આભઝરૂખે અભંગ
સજની ! સ્વર્ગનાં વાગે મૃદંગ!

ધીરાં હો ! ધીરાં, હૈયાં શાં, વાગે,
જગમાં પડે પડછન્દ;
ધિનિકિટ ધિનિકિટ મધુરાં શાં ગાજે
આયુષ્યના આનન્દ;
પેલા આભઝરૂખે અભંગ
સજની ! સ્વર્ગનાં વાગે મૃદંગ.

ઉરઉરને આમન્ત્રણ આવે,
ચાલ સખિ ! દેવદ્વાર;
પ્રેમનો પારાવાર ડોલે ત્ય્હાં,
પૃથ્વીમાં સ્વર્ગ ઉતાર;
પેલા આભઝરૂખે અભંગ
સજની ! સ્વર્ગનાં વાગે મૃદંગ.

❦

## ૧૧, વિરાજો મ્હારા પ્રાણમાં

વ્હાલાં ! વિરાજો મ્હારા પ્રાણમાં, રે લોલ;
પ્રાણના પ્રકાશ છે પ્રફૂલ્લ જો !
વ્હાલાં ! વિરાજો મ્હારા પ્રાણમાં રે લોલ.

આશાનો જડેલ મ્હારો માંડવો રે લોલ;
ગૂંથી સૌભાગ્ય કેરી વેલ જો !
વ્હાલાં ! વિરાજો મ્હારા પ્રાણમાં રે લોલ.

આવો, પીયૂષ પાઉં ઉરનાં રે લોલ;
નેત્ર માંહિ આંજું રૂડાં તેજ જો !
વ્હાલાં ! વિરાજો મ્હારા પ્રાણમાં રે લોલ.

પ્રેમનું ઘડાવું રૂડું પારણું રે લોલ;
શોભાના બન્ધાવું હું હિન્ડોલ જો !
વ્હાલાં ! વિરાજો મ્હારા પ્રાણમાં રે લોલ.

પ્રભુની કરુણાકલા શાં આવજો રે લોલ;
હસજો કંઈ ઊંડાં ઊંડાં હાસ્ય જો !
વ્હાલાં ! વિરાજો મ્હારા પ્રાણમાં રે લોલ.



## ૧૨, ગોપિકાની ગોરસી

---

ગોરસ લેઈ લેઇ પીજો,
હો ! ગોપિકાની ગોરસી ભરેલી.

વદને છે હેમજ્યોત,
નયને છે પ્રેમજ્યોત;
આત્મામાં અમૃતની હેલી;
હો ! ગોપિકાની ગોરસી ભરેલી.

હૃદયાની આશ એક,
રસિયાના રાસ એક;
પ્રેમીની પ્યાસ ના છીપેલી;
હો ! ગોપિકાની ગોરસી ભરેલી.



# ૧૩, એ રત

---

મ્હોરી-મ્હોરી આંબલિયા કેરી ડાળ રે,
એ રત આવી, ને રાજ! આવજો!
ઝીલે નીરે સારસ સરોવરપાળ રે,
એ રત આવી, ને રાજ! આવજો!

કુંજ કુંજે વાઘા સજ્યા નવરંગ રે,
એ રત આવી, ને રાજ! આવજો!
ચન્દ્ર હસી અજવાળે રજનીનાં અંગ રે,
એ રત આવી, ને રાજ! આવજો!

તેજ મધુર વરસે, ને વિશ્વ મંહી ન્હાય રે,
એ રત આવી, ને રાજ! આવજો!
લીલો પેલો વનનો મંડપ ઝોલા ખાય રે,
એ રત આવી, ને રાજ! આવજો!

ઉભી ઉભી નિરખું છું વાટ, અલબેલ રે!
એ રત આવી, ને રાજ! આવજો!
ફૂલડેથી લૂમી-ઝૂમી મ્હારી વેલ રે,
એ રત આવી, ને રાજ! આવજો!



## ૧૪, વસન્ત લ્યો !

---

રાજ ! કોઈ વસન્ત લ્યો, વસન્ત લ્યો :
હાં રે મ્હારી ક્યારીમાં મ્હેકમ્હેક મ્હેકી :
હો રાજ ! કોઇ વસન્ત લ્યો, વસન્ત લ્યો.

રાજ ! વીણી કળીઓ મ્હેં નેત્રમાં ઉધાડી :
હાં, રે મ્હારે હઇયે-લલાટે વધાવી :
હો રાજ ! કોઇ વસન્ત લ્યો, વસન્ત લ્યો.

રાજ ! દેવ દેવી સોહાગ લેવા આવેઃ
હાં રે મીઠી સ્નેહની બંસરી બજાવે;
હો રાજ ! કોઇ વસન્ત લ્યો, વસન્ત લ્યો.



## ૧૫, અજબ કો વેણુ

અજબ કો વેણુ વાગી, વેણુ વાગી.

હું તો આછી નીંદરમાંથી જાગી, સખિ !
મારા મનની મહેમાની માગી,
અજબ કો વેણુ વાગી, વેણુ વાગી.

હીરદોરની હિંડોલદોરી ડોલી, સખિ !
લોકલોકના કલ્લોલબોલ બોલી,
અજબ કો વેણુ વાગી, વેણુ વાગી.

ઘેરે ટહુકે અંજાયાં નેત્ર નમણાં, સખિ !
સર્યાં સહિયર ! સલૂણાં મ્હારાં શમણાં;
અજબ કો વેણુ વાગી, વેણુ વાગી.

ધીમી ધીમી અમીની છલક આવી, સખિ !
મીઠી હલકે ગ્હને એકલી હસાવી :
અજબ કો વેણુ વાગી, વેણુ વાગી.

❦

## ૧૬, જો–જો સાહેલી ! મ્હારો કન્થ

આજે સાહેલી ! મ્હારે અજવાળાં ઉગિયાં;
ઉગ્યો આયુષ્યનો આનન્દ
મુખડાને મરકલડે રે.

કીધી અમીની મ્હને અમૃત પાઈને;
વરસ્યો રસીલો રસચન્દ
મુખડાને મરકલડે રે.

આછું-આછું હેરે, ને હેરી હેરી હસે;
બોલે અબોલ કાંઈ બોલ
મુખડાને મરકલડે રે.

ટહુકે વસન્તગીત હીકીની કોકિલા;
ડોલે ભ્રુકુટિના હિંડોલ
મુખડાને મરકલડે રે.

હૈયાને આભ એની ઝબકે છે વીજળી;
પ્રગટે છે પ્રેમના પન્થ
મુખડાને મરકલડે રે.

પૃથ્વીની પ્રભુતામાં પ્રભુ શો પ્રકાશતો
જો ! જો ! સાહેલી ! મ્હારો કન્થ
મુખડાને મરકલડે રે.

## ૧૭, મ્હારો હીંચકો

---

મ્હારો હીંચકો રે અમરવેલડીની મ્હાંય;
અમરવેલડીની મ્હાંય;
અમરવેલડીની મ્હાંય;
મ્હારો હીંચકો રે અમરવેલડીની મ્હાંય.

વીજળી જ્યમ ગગન મ્હાય,
કવિતા કવિનયન મ્હાય,
એમ હીંચી, હૃદય મ્હાંય
પ્રેમરાય
ગાયઃ

પ્રેમહીંચકો રે હૃદયવેલડીની મ્હાંય;
હૃદયવેલડીની મ્હાંય;
હૃદયવેલડીની મ્હાંય;
પ્રેમહીંચકો, રે હૃદયવેલડીની મ્હાંય.



## ૧૮, પુરનો મોરલો

પુરનો મોરલો, હો રાજ!
પુરમાં થનગન થનગન નાચે-,
પુરનો મોરલો, હો રાજ!
પુરનો મોરલો, હો રાજ!

સુખની શેરીઓ, હો રાજ!
આંગણુ થનગન થનગન નાચે
સુખનો મોરલો, હો રાજ!
પુરનો મોરલો, હો રાજ!

ફૂલની વાડીઓ, હો રાજ!
ફૂલડે થનગન થનગન નાચે
ફૂલનો મોરલો, હો રાજ!
પુરનો મોરલો, હો રાજ!

રસનાં સરોવરો, હો રાજ!
રસભર થનગન થનગન નાચે
રસનો મોરલો, હો રાજ!
પુરનો મોરલો, હો રાજ!

## ૧૯, શીયળ

સખી ! સુણજો સુબોલ આ રસાળો,
શીયળને સંભાળો, સભાળો,
સખી ! સતિઓનો શબ્દ રઢિયાળો,
શીયળને સંભાળો, સભાળો,
સખિ ! જીવનનો મન્ત્ર મરમાળો,
શીયળને સંભાળો, સંભાળો.

એ રસતરસ્યાં બાળ ! રસની રીત ન ભુલશો;
પ્રભુએ બાધી પાળ રસસાગરની પુણ્યથી.

સખિ ! પ્રભુતાના દૈવી નિયમ ભાળો,
શીયળને સંભાળો, સંભાળો·
સખિ ! રસની પવિત્રતા નિહાળો,
શીયળને સંભાળો, સંભાળોઃ
સખિ ! પ્રેમની અખંડ માઝા પાળો,
શીયળને સંભાળો, સભાળો.

વનમા વરસે મેહ, ધોમ ધખે વૈશાખના;
નિત્ય વધારે નેહ સારસડાંની બેલડી.

સખિ ! આત્માનાં આંગણાં ય વાળો,
- શીયળને સંભાળો, સંભાળોઃ
સખિ ! દેહના કલંકી મોહ ટાળો,
શીયળને સંભાળો, સંભાળોઃ
સખિ ! સોહાગ સ્વામીનો રૂપાળો,
શીયળને સંભાળો, સંભાળો.

માંડી મનનો મ્હેલ, જીવનાં સિંહાસન કરી,
પધરાવી અલબેલ સ્વામીને સત્કારજો.

સખિ ! કુળ કેરી કીર્તિને ઉજાળો,
શીયળને સંભાળો, સંભાળો :
સખિ ! સીતાને રામનાં છો બાળો,
શીયળને સંભાળો, સંભાળો :
સખિ ! સ્નેહસુધા પાઇ પી ઉછાળો,
શીયળને સંભાળો, સંભાળો.



## ૨૦, ઝીણા ઝીણા મેહ



ઝીણા ઝરમર વરસે મેહ,
ભીંજે મ્હારી ચુંદડલી:
એવા નીતરે કૌમારનો નેહ,
ભીંજે મ્હારી ચુંદડલી.

આજે ઝમે ને ઝરે ચન્દ્રીની ચન્દ્રિકા,
ભીંજે રસિક કોઈ બાળા રે;
ભીંજે સખી, ભીંજે શરદ અલબેલડી,
ભીંજે મ્હારા હૈયાની માળા:
હો ! ભીંજે મ્હારી ચુંદડલી.

વનમાં પપૈયો પેલો પિયુ પિયુ બોલે,
ટહુકે મયૂર કેરી વેણાં રે;
ટમ ટમ ટમ ટમ વાદળી ટમકે,
ટમકે મ્હારા નાથનાં નેણાં:
હો ! ભીંજે મ્હારી ચુંદડલી.

આનન્દકન્દ ડોલે સુન્દરીનાં વૃન્દ, ને
મીઠા મૃદંગ પડછન્દા રે:
મન્દ મન્દ હેરે મીટડી મયંકની,
હેરો મ્હારા મધુરસચન્દા !
હો ! ભીંજે મ્હારી ચુંદડલી.



## ૨૧, હૈયાનું હોડલું !

હો ! ઝોલે ચ્હડયું મ્હારૂં હૈયાનું હોડલું !
હો નાથ ! કહેશો ?
હો નાથ ! કય્હારે ?
ઝોલે ચ્હડયું મ્હારૂં હૈયાનું હોડલું !
હો ! ઝોલે ચ્હડયું મ્હારૂં હૈયાનું હોડલું !

ધૂમતાં તોફાનો શમાવોઃ
હો નાથ ! કય્હારે ?
હો નાથ ! કહેશો ?
ઝોલે ચ્હડયું મ્હારૂં હૈયાનું હોડલું !
હો ! ઝોલે ચ્હડયું મ્હારૂં હૈયાનું હોડલું !

જલની સીમાઓ બતાવોઃ
તલની ગુફાથી બચાવો;
હો નાથ ! કય્હારે ?
હો નાથ ! કહેશો ?
ઝોલે ચ્હડયું મ્હારૂં હૈયાનું હોડલું !
હો ! ઝોલે ચ્હડયું મ્હારૂં હૈયાનું હોડલું !

શઢ તો સફરના ન્હડાવો
ઉર્મિએ ઉર્મિના ઉડાવો
જલધિના રાસ એ જમાવો
હો નાથ ! ક્યહારે ?
હો નાથ ! કહેશો ?
ઝોલે ન્હડયુ મ્હારૂ હૈયાનુ હોડલુ !
હો ! ઝોલે ન્હડયુ મ્હારૂ હૈયાનુ હોડલું !



## ૨૨, સારસના શબ્દ

સન્ધ્યા ઉજાસ ભરી નમતી હતી, સખિ ! વૈશાખની:
મનોહારી સુશીતળ શાન્ત, હો સખિ! વૈશાખની.
આવી કરીને દિન મેદિની, સખિ ! વૈશાખની:
ઉભી રજનીને કાંઠડે એકાન્તઃ હો સખિ ! વૈશાખની.

વનમાં વિરામતી વિભૂતિઓ, સખિ ! વૈશાખની;
નદી છવરાતી છાછરનીર· હો સખિ ! વૈશાખની.
નિર્મળ ઝૂકી નભની ઘટા, સખિ ! વૈશાખનીઃ
જળે છાયા ડૂબેલી ગંભીરઃ હો સખિ ! વૈશાખની.

વાયુની લહરી થંભી હતી, સખિ ! વૈશાખની·
હતી થંભી હઈડા તણી આશઃ હો સખિ ! વૈશાખની.
પોઢી'તી સાયંસમાધિમા, સખિ ! વૈશાખનીઃ
જડ–ચેતનસૃષ્ટિની સુવાસઃ હો સખિ ! વૈશાખની.

એવે એક સારસબેલડી, સખિ ! વૈશાખનીઃ
આવી ટહુકી અમારી પાર; હો સખિ ! વૈશાખની.
અને જાગી જગત રસચેતના, સખિ ! વૈશાખનીઃ
રહી વરસી જ્યોત્સ્ના કેરી ધારઃ હો સખિ ! વૈશાખની.

❧

## ૨૩, કન્થકોડામણી

---

સોહાગમૂર્તિ શી રે કે શણગારી આ તો ? સાહેલડી !
ઉભો તો માંડિયે રે કે દીલડાની વાતો, સાહેલડી !

રૂપની કલા કરી રે કે ચતુરા ! કય્હાં ચાલ્યાં ? સાહેલડી !
છબિલી ! આ છોગલાં રે કે મોહના શે ઘાલ્યાં ? સાહેલડી !

હજી તો વસન્તની રે કે લ્હેર પ્હેલી આવે, સાહેલડી !
ઉરને ઉમળકે રે કે વિશ્વ જો ! વધાવે, સાહેલડી !

હજી ય તો વાર છે રે, કે આવડી વ્હેલી ! સાહેલડી !
એવાં શાં કામ છે રે ? આવડી ઘેલી ! સાહેલડી !

ચન્દનકંકાવટી રે કે કુંકુમ ભરિયાં, સાહેલડી !
ગોરાં ગુલાબને રે કે એમ મુખે ધરિયાં, સાહેલડી !

કુંપળને ટોડલે રે કે તારલી પલકે, સાહેલડી !
પોપચાંને પાદડે રે કે કીકીઓ મલકે, સાહેલડી !

સરિતામાં પૂર તો રે કે આજ આ શાનું ? સાહેલડી !
મેહુલે શું માંડિયું રે કે માવઠું મહાનું ? સાહેલડી !

અંબુજઆંખડી રે કે અંજન સાર્યાં, સાહેલડી !
ભમ્મરના ચાપમાં રે કે બાણુ કેમ ધાર્યાં ? સાહેલડી !

ચંદાને સેંથલે રે કે વાદળી નમતી, સાહેલડી !
ભાલમાં ચ્હડીને રે કે એમ અલક રમતી, સાહેલડી !

શણગાર સજીયા રે કે કન્થના કોડે, સાહેલડી !
મનોહર મોગરો રે કે ઉઘડે અંબોડે, સાહેલડી !

વદનકટોરીમાં રે કે અમૃત લીધાં, સાહેલડી !
શાશ્વત સૌભાગ્યના રે કે ચન્દ્રક કીધા, સાહેલડી !

પૃથ્વીને પૂનમે રે કે સૂર્ય ચન્દ્ર રાજે, સાહેલડી !
એવા બે કાનમાં રે કે હીરલા વિરાજે, સાહેલડી !

કમળનો ડોડલો રે કે પત્રે બિન્દુલેખા, સાહેલડી !
કંઠને ઢોળાવ રમે રે કે મોતિડાંની રેખા, સાહેલડી !

વનેત્તન આંબલે રે કે મ્હોર મ્હોર્યાં દીઠા, સાહેલડી !
દેહડાળે પ્રેમના રે કે મ્હોર એવા મીઠા, સાહેલડી !

જાસુદની બેલડી રે કે ઢળતી હાસે, સાહેલડી !
હૈયાનાં ફૂલડાં રે કે ફૂલતાં વિલાસે, સાહેલડી !

ત્હારે તો ઉગિયા રે કે અંગઅંગ ભાનુ, સાહેલડી !
ઢાંકે શું છેડલે રે ? કે નથી હવે છાનું, સાહેલડી !

ફૂલને હિન્ડોલે રે કે ફૂલડાંની માળા, સાહેલડી !
દેહઝૂલે ઝૂલતા રે કે હાથ બે રૂપાળા, સાહેલડી !

ફૂલડાંને ફૂમતે રે કે સોનલા સિતારી, સાહેલડી !
એવાં સૌભાગ્યનાં રે . કે કંકણે પધારી, સાહેલડી !

સરોવરપંકમાં રે કે પંકજ ઉઘડે, સાહેલડી !
ધરતીના ચોકમાં રે કે પાય એમ ઉપડે, સાહેલડી !

કમળની પાંખડી રે કે પાંદડે પડીઓ, સાહેલડી !
મખમલની લીલુડી રે કે પાવલે મોજડીઓ, સાહેલડી !

ક્ષિતિજેથી કોઇ તો રે કે તેજફૂલ હેરે, સાહેલડી !
ઘૂઘરીની તારલી રે કે ઘાઘરને ઘેરે, સાહેલડી !

મોરલાની પાંખ બે રે કે ઉડતી ડોલે, સાહેલડી !
ચોરસાના ચોક તો રે કે એમ ચ્હડયા ઝોલે, સાહેલડી !

પૂર્ણિમાની ચન્દની રે કે શરદની સોહે, સાહેલડી !
રંગેલા અંગરંગ રે કે મોહિનીના મોહે, સાહેલડી !

મંજરી ગૂંથેલી રે કે આમ્રઘટા ઢળતી, સાહેલડી !
અંબરની જ્યોત્સ્નિકા રે કે દેહજ્યોતે ભળતી, સાહેલડી !

વારૂ વસન્તની રે કે ફૂલવાડી ફૂલે, સાહેલડી !
સાળુની વેલીઓ રે કે એમ અંગે ખીલે, સાહેલડી !

વાદળીની વાડીમાં રે કે વીજળી રમતી, સાહેલડી !
સારા સંસારમાં રે કે સુન્દરી ઘૂમતી, સાહેલડી !

એકાકી સારસી રે કે આભમાં ઉભી, સાહેલડી !
પ્રેમની પંખિણી રે કે એવી દીસે ડૂબી, સાહેલડી !

પિયુના પંથમાં રે કે બ્હાવરી બાળા, સાહેલડી !
આંખડીમાં ઉડતી રે કે ઉરની જ્વાળા, સાહેલડી !

જગતની પૂણિમા રે કે પ્રગટી શું આજે ? સાહેલડી !
રૂપ કેરી ચન્દ્રિકા રે કે ઉછળી શી ગાજે ? 'સાહેલડી !

સોના પાલવડે રે કે વાદળી ઉગી, સાહેલડી !
પારસપૂતળી રે કે એવી કાં મુંગી ? સાહેલડી !

સારા ય વિશ્વની રે કે વાડી શે વેડો ? સાહેલડી ?
કોડીલા કન્થનો રે કે એવડો શો નેડો ? સાહેલડી !

અંગમાંથી આવડો રે કે આગનો ઉછાળો, સાહેલડી !
કોને દઝાડવો રે ? કે પાંખ કાંઇ ઢાળો, સાહેલડી !

આજે વસન્તની રે કે પંચમી આવી, સાહેલડી !
આવડી ઉતાવળી રે કે સખિ ! ક્ય્હાં સિધાવી ? સાહેલડી !

કોકિલા બોલાવતી રે, કે ઉભલાં ર્‌હેજો, સાહેલડી !
દૂર તો એ દેશ છે રે, કે ડગ ધીરે દેજો, સાહેલડી !

સન્ધ્યાની ચન્દ્રિકા રે કે જ્યોત ઝીણી ઢોળે, સાહેલડી !
ઉતરે છે દર્શને રે કે તારલીઓ ટોળે, સાહેલડી !

વેરેલ ફૂલડાં રે કે સખીજને પન્થે, સાહેલડી !
પૂરેલ સાથિયા રે કે પ્રેમના કન્થે, સાહેલડી !

આનન્દે ઉજળાં રે કે જાવ રસગેહે, સાહેલડી !
શાણી ! સદા શોભજો રે કે નાથને નેહે, સાહેલડી !

⚜

## ૨૪, ચોક ભરી ઢળે ચન્દની



લ્યો–લ્યો, ચોક ભરી ઢળે ચન્દની.

લ્યો–લ્યો, તારા વેરાય કોટિપાંખડી;
લ્યો–લ્યો, ચન્દાનાં અમૃતનીર, રાજ !
લ્યો–લ્યો, ચોક ભરી ઢળે ચન્દની.

લ્યો–લ્યો, માથે મુગટ મૂકો તેજના;
લ્યો–લ્યો, અંગે તો તેજનાં ચીર, રાજ !
લ્યો–લ્યો, ચોક ભરી ઢળે ચન્દની.

લ્યો–લ્યો, હૈયામાં હેતનાં સરોવરો;
લ્યો–લ્યો, નયનોમાં હેતના હિન્ડોળ, રાજ !
લ્યો–લ્યો, ચોક ભરી ઢળે ચન્દની.

લ્યો–લ્યો, આત્માના સાગર ઉછળે;
લ્યો–લ્યો, બ્રહ્માંડ ઉભું રસબોળ, રાજ !
લ્યો–લ્યો, ચોક ભરી ઢળે ચન્દની.

લ્યો–લ્યો, આજે રળિયામણી રાતડી;
લ્યો–લ્યો પુણ્યના સોહામણા પ્રકાશ, રાજ !
લ્યો–લ્યો, ચોક ભરી ઢળે ચન્દની.

લ્યો–લ્યો, સૌભાગ્યચોકમાં, સુન્દરી !
લ્યો–લ્યો પ્રીતમના પ્રેમના રાસ, રાજ !
લ્યો–લ્યો, ચોક ભરી ઢળે ચન્દની.

## ૨૫, અલી કોયલડી !

ઉંચાં આકાશ, ઉંચી વાદળી, અલી કોયલડી !
કાંઈ ઉંચા ત્હારા રણવાસઃ
મીઠડું ટ્હૌકજે રે અલી કોયલડી !

વાજે વસન્તની વાંસળી, અલી કોયલડી !
કાંઇ જામે રસિકના રાસઃ
મીઠડું ટ્હૌકજે રે અલી કોયલડી !

હઇડે મ્હારે હતું ગીતડું, અલી કોયલડી !
એ તો ગાયું ત્હેં આજે અમોલઃ
મીઠડું ટ્હૌકજે રે અલી કોયલડી !

ઉરમાં મ્હારે એક મોરલી, અલી કોયલડી !
બોલી કાલા-ઘેલા ત્હેના બોલઃ
મીઠડું ટહૌકજે રે અલી કોયલડી !

બોલી ઘેલા-ઘેલા મદબોલ,
બોલી કાલા-કાલા બ્રહ્મબોલ;
મીઠડું ટ્હૌકજે રે અલી કોયલડી !

⚜

## ૨૬, વન



ઉગ્યો સૂરજ જો ! લીલુડા વનમાં રે,
ઉગ્યો ઉગ્યો સરવર–ગિરિવરને તીરે.

જાગ્યાં ઘેરી ઘટામાંના પંખેરૂ રે,
જાગ્યાં–જાગ્યા મેના પોપટ મોરલા.

ધણ લઇ ચાલ્યા વનમા બાળ ગોવાળો રે,
ગાયો જઇ ચારશે રે આઘી સીમમાં.

ફરતો ફાલ્યો આંબલિયાનો ફાલ રે,
શીળો રે સરવરિયા પરનો વાયરો.

ધણ ચરશે લીલમડું ઘાસલવિંગ રે,
સરવરનીર પીશે, ને નીરમાં ઘૂમશે.

ઘાડાં જામ્યાં જાંબૂડાનાં ઝાડો રે,
ત્હેને શીળે ધણ વેરાતું ઢળી જશે.

દૂર સરવર ભરતા ઝરણાનાં જેવો રે
ગીતડાં ગાતાં નાદ નાચકો રેલશે.

આંબાની મંજરીઓ ખાતી કોયલ રે
વસન્તની વાંસલડી સરિખી બોલશે.

—મા છેડીશ તું આજે ત્હારી વેણુ રે,
પ્રભુનાં ગીત વનવનથી વહી ત્હને વધાવશે.

× × ×

વૈશાખે વંટોળ ઉન્હાધખ વાશે રે,
ધૂળનાં વાદળ સ્ચશે વનના વાયરા.

બળતાં કિરણોના વરસાદ વરસશે રે,
બળશે ધરતી, બળશે પ્રાણી–પાંદડાં.

વિયોગ શો કાંઈ પ્રેમ ધખે આકાશે રે,
સૂકવશે સૃષ્ટિ, રસ આંબે સીંચશે

ચીલામાં ચળકન્તા મરવા વીણી રે
છાયે બેઠા રાયકો ભાત આરોગશે

ઉડતાં પંખી ડાળે ભેળાં થાશે રે,
વિસામે વિરમશે જગના પન્થીઓ.

કડવી લીમડીઓની મીઠી છાયે રે
મોળીડાને ઓશીકે રાયકો પોઢશે

કિલકિલ કરતા વ્હાલપડા પંખેરૂ રે
બ્હાલા ગોવાળ હાલરડે ઉંઘાડશે

લીલમછમ પલ્લવમાં ઠરતો વાયુ રે,
થાકેલા ગોવાળનો થાક ઉતારશે.

ફળફૂલથી લળતી ને ઢળતી ડાળો રે,
પોઢયા ગોવાળ ફૂલપાદડીએ વધાવશે.

—સંકોરી લે પાલવ ત્હારો ઉડતો રે,
વસન્તના પાલવની લિજ્જત લે ઘડી.

× × ×

નમતો પ્હોર થશે ને સૂરજ નમશે રે,
વાદળિયા સરવરમા લહેરો આવશે.

તટના ઘાસ મંહી મધમાંખ ગગણશે રે,
પાળોને શણગારશે બગની વેલડી.

તરુવર કરતા વધશે ત્હેમની છાયા રે,
પશુપંખી પણ લાગશે મદભર ડોલવા.

પોઢયા રાયકા આળસ મરડી ઉઠશે રે,
ઉઠીને વગાડશે ચતરંગ વાંસળી.

આઘી-આઘી ખોમાં ચરતી ગાયો રે
વાંસલડી સુણી ઉલશે, ને વળી આવશે.

જળજળ નિર્મળ કમળો છુંદતી ભેશો રે
વાંસલડી સુણશે ને જળને છાંડશે

—જો ! જો ! ઘેરા ભવયમુનાતટ રમના રે
અનહદ રે વગાડે ગોવિન્દ વાંસળી.

સુણ, સ્હમજ, આચર એ ગીતના ભેદો રે,
પશુથી યે પામર શું આપણ માનવી ?

× × × ×

સ્હાંજ પડી, આ તડકા કુમળા થાય રે,
સૂરજ પણ ધરતીના ઉરમાં ઢળી પડે.

ક્ય્હાં છે ધણ ? એ ક્ય્હાં છે બાળ ગોવાળ રે ?
ક્ય્હાં છે વાંસલડી એ વનવન વીંધતી ?

માત્ર સરોવરજળમાં રમતાં ભાળું રે
દોડતી વાદળીઓનાં ભૂખરાં લહેરિયાં.

—આછા ઘૂંઘટ ઉઘાડ, વદન વિકસાવ રે,
વાદળીઓને વેર, પ્રગટ મુખચન્દની.

પ્રિયતમપ્રિય જોઇ લોકડિયાં લજ્જાશે રે,
વસન્ત તો પાંખડીએ પ્રેમ વધાવશે.

ધન્ય નયન ! શું હાસ્ય વિરલ હું પામ્યો રે !
આશીર્વાદ હૃદયમાં ઉભરાતા ઝીલ્યા.

ભાલકમલસૌભાગ્યસુધા મ્હેં પીધી રે,
ધણમાં નવ એ દૂધડિયાં લાધ્યાં મ્હને.

*

# ૨૭, ગોવાલણી



ડૂબે સૂર્ય ધીમે-ધીમે, ગોવાલણી રે લોલ !
નમે તારા લૂમે-ઝૂમે, ગોવાલણી રે લોલ !

ત્હમારાં અમૃત સમાં મ્હેડાં, ગોવાલણી રે લોલ !
ત્હમારાં ચન્દ્ર સમાં હૈડાં, ગોવાલણી રે લોલ !

ઘાડી ઝાડીઓનાં ઝુંડો, ગોવાલણી રે લોલ !
ત્હમારો રાગ ઉડયો ઉંડો, ગોવાલણી રે લોલ !

તેજ આંખમાં પૂરાયું, ગોવાલણી રે લોલ !
મ્હને મધુરૂં શું પાયું, ગોવાલણી રે લોલ !



# ૨૮, ભરતી ડોલે



હો સોમદેવ ! આઘમી મા જઈશ,
કે ભરતી ડોલે ભલી રે:
હો સોમ ! ત્હને પોપચેથી પીશ
કે ભરતી ડોલે ભલી રે.

હો સોમ ! ત્હારા કિરણોના બાણ,
કે ભરતી ડોલે ભલી રે:
હો સોમ ! એ તો વીંધે પંચ પ્રાણ,
કે ભરતી ડોલે ભલી રે.

હો સોમ ! ત્હારી ચન્દનીને તીર,
કે ભરતી ડોલે ભલી રે:
હો સોમ ! હુ તો પ્રેમનો અમીર.
કે ભરતી ડોલે ભલી રે.

હો સોમ ! ત્હારા મણિથી જડાવ,
કે ભરતી ડોલે ભલી રે:
હો સોમ ! મ્હારી મહાગણી લાવ:
કે ભરતી ડોલે ભલી રે.

❧

## ૨૯, બોલે છે મોર

૧

બોલે છે મોર, બાલા ! બોલે છે મોરઃ
ત્હમારે બારણે બોલે છે મોરઃ
કોયલ કરે મદશોરઃ
સ્હાંજે, સુલોચના !
ત્હમારે બારણે બોલે છે મોરઃ
બોલે છે મોર, બાલા ! બોલે છે મોર.

૨

બોલે છે મોર વ્હાલા ! બોલે છે મોરઃ
આપણે બારણે બોલે છે મોરઃ
કોયલ કરે કલશોરઃ
આજે કલાધર
આપણે બારણે બોલે છે મોરઃ
બારણે બારણે બોલે છે મોરઃ
બોલે છે મોર, વ્હાલા ! બોલે છે મોર.



## ૩૦, ફૂલ હું તો ભૂલી

વેણી ગૂંથી, ને મહીં ફૂલ હું તો ભૂલી;
ભૂલ્યું ભૂલાય કેમ એમ ?
અલબેલડી !
વેણી ગૂંથી, ને મંહી ફૂલ હુ તો ભૂલી.

ઉગી આષાઢ કેરી વાદળી આકાશે;
દીઠો મંહી ભર્યો પ્રેમ,
અલબેલડી !
વેણી ગૂંથી, ને મંહી ફૂલ હું તો ભૂલી.

વાદળીમાં વીજળીની વેલડી ઝબૂકે;
દીઠી મંહી રસઆંખ,
અલબેલડી !
વેણી ગૂંથી, ને મંહી ફૂલ હું તો ભૂલી.

વાડીમાં મોરલા કલા કરી રહ્યા'તા;
દીઠી મંહી રૂપપાંખ,
અલબેલડી !
વેણી ગૂંથી, ને મંહી ફૂલ હું તો ભૂલી.

મીઠું શું આભની યે પાર કાંઈ ગાજયું;
સુણ્યા મંહી મુજ કાન્ત,
અલબેલડી !
વેણી ગૂંથી, ને મંહી ફૂલ હું તો ભૂલી.

અંગુલિના સ્પર્શ સમા ફેરાં અડયાં, ત્હાં
નાઠી હુ ઓરડે એકાન્ત,
અલબેલડી !
વેણી ગૂંથી, ને મંહી ફૂલ હું તો ભૂલી.



## ૩૧, સ્નેહપર્વણી

હો રાજ ! ચાંદાની ચન્દની મ્હારે આ વ્હાલી,
શરદની શોભિતી રસાળી,
મ્હારો આત્મા ડોલાવણવાળીઃ
હો રાજ !
ચાંદાની ચન્દની મ્હારે આ વ્હાલી.

આંબાની ડાળીઓએ વેલડી ગૂંદી હતી,
એવી મ્હને હાથમાં ઉછાળીઃ
હો રાજ !
ચાંદાની ચન્દની મ્હારે આ વ્હાલી.

તેજ કેરાં કિરણોની ગુંથી રસમાલિકા
ચાંદલિયે અર્પી રઢિયાળીઃ
હો રાજ !
ચાંદાની ચન્દની મ્હારે આ વ્હાલી.

કમળનાં પાંદડાં શાં ઉરે ઉર પાથરી
કીધી મ્હને હૈયામાં હુંફાળી
હો રાજ !
ચાંદાની ચન્દની મ્હારે આ વ્હાલી.

ફૂલડામાં ફૂલડાંની ફોરમ કો ઢાલવે,
મુખડે કંઈ મુખ એમ ઢાળી·
હો રાજ !
ચાંદાની ચન્દની મ્હારે આ વ્હાલી.

ફોડયા મુજ પ્રાણ માહિ પ્રેમના ફૂવારા;
આંખડલી પ્રેમથી ઉજાળી,
હો રાજ !
ચાદાની ચન્દની મ્હારે આ વ્હાલી.

પ્રીતમની પ્હેલેગ ચુગ્ગનની પર્વણી
મ્હારી આ પૂર્ણિમા રૂપાળીઃ
હો રાજ !
ચાંદાની ચન્દની મ્હારે આ વ્હાલી !

❧

## ૩૨, એ દિવસો

ચંદન છાંટી ચોક સમાર્યો વ્યોમનો,
રજની રસીલી હસતી લલિત વર હાસ જો !
ચાદલિયો ઉર ભરી ભરી રસ કંઈ ઢોળતો,
આપણુ પણુ રમતા'તાં વિરલ વિલાસ જો !
એવા યે દિવસો પણુ પ્રિયતમ ! વહી ગયા.

ફૂલફૂલની પાંદડીઓ મીંચઈ ઢળી જતી,
નમી નમી સુરભિ લેતા પ્રિયને ઉછંગ જો !
નયનોમાં નયનો ઢાળીને હેત શું
ઉજવ્યો ઉત્સવ રહમજી પરમ પ્રસંગ જો !
એવા દિવસ હતા, તે પ્રિયતમ ! વહી ગયા.

પ્રિયતમ ! એ શશિરાજ રહડન્ત અટારીએ,
રમે પટે ન્હાનકડો અનિલકુમાર જો !
ને મદભર રજનીનાં નયનો નાચતાં,
હૃદય ઝીલે સૌનાં અમૃતની ધાર જો !
એવાં દિનનાં શમણાં પ્રિયતમ ! વહી ગયાં.

પલ્લવમાં પલ્લવના પાલવ પાથરી
પંખી પ્હોડયા ભીડીને પાંખ શું પાંખ જો !
વિલસે આજ જગત સહુ રસના અંકમાં,
અજબ વિલસતી અલબેલી તુજ આંખ જો !
એવા રસદિવસો યે પ્રિયતમ ! વહી ગયા.



## ૩૩, સોણુલાં

સ્નેહીના સોણુલાં આવે, સાહેલડી !
ઉરના એકાન્ત મ્હારા ભડકે બળે :
હૈયાના હેત તો સતાવે, સાહેલડી !
આશાની વેલ મ્હારી ઉગી ઢળે ધ્રુવ

મ્હડયું પૂર મધરાતનુ, ગાજે ભર સૂનકાર'
ચમકે ચપળા આભમાં,
એવા એવા છે પ્રિયના ચમકાર રે સાહેલડી !
ઉરના એકાન્ત મ્હારા ભડકે બળે.

ઝરમર ઝરમર મેહુલો વરસે આછે નીર '
ઉન્હે આંસુ નયનો ભીજે,
એવા એવાં ભીજે મ્હારા ચીર : રે સાહેલડી !
ઉરના એકાન્ત મ્હારા ભડકે બળે.

અવની ભરી, વનવન ભરી, ઘૂમે ગાઢ અન્ધાર,
ઝબકે મંહી ધુણિ જોગીની,
એવા એવા છે પ્રિયના ઝબકાર રે સાહેલડી !
ઉરના એકાન્ત મ્હારા ભડકે બળે

ઝીણી જ્યોતે ઝળહળે પ્રિયનો દીપક લગીર :
પડે પતંગ, મંહી જલે,
એવી એવી આત્માની અધીર · રે સાહેલડી !
ઉરના એકાન્ત મ્હારા ભડકે બળે.

ખૂંચે ફૂલની પાંદડી, ખૂંચે ચન્દ્રની ધાર ·
સ્નેહીના સંભારણા
એવા એવા ખૂંચે દિલ મોઝાર : રે સાહેલડી !
ઉરના એકાન્ત મ્હારા ભડકે બળે.



## ૩૪, પ્રીતમ પધારે પરદેશમાં

કોઇ આવો આ વાર રે, રોકો નિરધાર રે,
જીવનઆધાર રે પ્રીતમ પધારે પરદેશમાં:
મ્હારો રૂપનો અંબાર રે, ગુણનો ભંડાર રે,
હૈયાનો હાર રે પ્રીતમ પધારે પરદેશમાં

વ્હાલમ ! વસમી વાટ વનવગડાની વેગળી:
ઉરને હિન્ડોળાખાટ ઝૂલો, ઝૂલાવું હેતથી.

અન્ધારી આ આજની રાતલડી:
અન્ધારી અઘોર એવી વાટલડી:
કોઇ આવો આ વાર રે.

રૂપે મઢયો રંગઢોલિયો, મંહી માંડી સોનલ વેલ:
પ્રીતનાં પુષ્પો કો વીણશે, છાંડી જશો જો ? છેલ !

પિયુજી ! ભવસાગરના ભેરૂ
વિધિલખ્યા સહુને મળે, રે લોલ:
પિયુજી ! ભરતીનાં ન્હડયાં પાણી
કે વળિયાં નહીં રે વળે, રે લોલ:
કોઇ આવો આ વાર રે.

✣

## ૩૫, પ્રીતમ પધારે ઘેર

હો માળિડા ! છાબ ભરીને લાવ્યે ફૂલ,
　કે આજ મ્હારે પ્રીતમ પધારે ઘેર;
હો માળિડા ! આપીશ અમૂલનાં યે મૂલ,
　કે આજ મ્હારે પ્રીતમ પધારે ઘેર.

હો ! આછો—આછો, પ્રારબ્ધનો રંગ હતો આછો,
　કે આજ મ્હારે પ્રીતમ પધારે ઘેર;
હો ! આજે મ્હારો આશાનો સૂર્ય ઉગ્યો પાછો,
　કે આજ મ્હારે પ્રીતમ પધારે ઘેર.

હો ! આઘી—આઘી ખારા સાગર કેરી વાટ,
　કે આજ મ્હારે પ્રીતમ પધારે ઘેર;
હો ! પાસે—પાસે ઉર કેરા મીઠડા ઘાટ,
　કે આજ મ્હારે પ્રીતમ પધારે ઘેર.

હો ! દેહ દઈ દેહનો પીધો સુધાપ્યાલો,
　કે આજ મ્હારે પ્રીતમ પધારે ઘેર;
હો ! પ્રાણ દઈ પ્રાણનો કીધો છે મ્હારો વ્હાલો,
　કે આજ મ્હારે પ્રીતમ પધારે ઘેર.

હો ! આજે મ્હારે અમાસની પૂર્ણિમા પ્રકાશે,
　કે આજ મ્હારે પ્રીતમ પધારે ઘેર;
હો ! આજે મ્હારૂ આયુષ્ય ભર્યું–ભર્યું ભાસે,
　કે આજ મ્હારે પ્રીતમ પધારે ઘેર.



# ૩૬, અબોલડા

બાર બાર વર્ષના અબોલડા રે;
વ્હાલાંના બોલો બોલાય,
આજ વ્હાલાંના બોલો બોલાય;
ભાગ્યા અબોલડા રે.

બાર બાર વર્ષના અબોલડા રે;
વ્હાલાંના ઝૂલે ઝૂલાય,
આજ વ્હાલાંના ઝૂલે ઝૂલાય;
ભાગ્યા અબોલડા રે.

બાર બાર વર્ષના અબોલડા રે,
રસ કેરાં કુંકુમ ઘોળાય,
આજ રસ કેરાં કુંકુમ ઘોળાય;
ભાગ્યા અબોલડા રે.

બાર બાર વર્ષના અબોલડા રે;
આંખોમાં આંખો ઢોળાય,
આજ આંખોમાં આંખો ઢોળાય;
ભાગ્યા અબોલડા રે.

બાર બાર વર્ષના અબોલડા રે;
સ્નેહનાં ગીતો ગવાય,
આજ સ્નેહનાં ગીતો ગવાય;
ભાગ્યા અબોલડા રે.

બાર બાર વર્ષના અબોલડા રે;
સ્નેહથી સ્નેહી પોખાય,
આજ સ્નેહથી સ્નેહી પોખાય;
ભાગ્યા અબોલડા રે.

બાર બાર વર્ષના અબોલડા રે;
લજ્જાના પડદા ચીરાય,
આજ લજ્જાના પડદા ચીરાય;
ભાગ્યા અબોલડા રે.

બાર બાર વર્ષના અબોલડા રે;
હૈયાંમાં હૈયાં સમાય,
આજ હૈયાંમાં હૈયાં સમાય;
ભાગ્યા અબોલડા રે.



## ૩૭, માયા ઉતારી

આવ્યો આષાઢ, ગાઢ આભલાં છવાયાં;
આસુડે ચીર સૌ ભીંજાયાં;
સુહાગી દેવ !
એવાં શાં આળ રાજ ! માયા ઉતારી ?

ચન્દા ને સૂર્ય મ્હારા જ્યહાં સદા સમાણા,
આંખોના તેજ એ હોલાણાં·
સુહાગી દેવ !
એવાં શાં આળ રાજ ! માયા ઉતારી ?

પૃથ્વીનાં પુણ્ય જ્યહાં પ્રકાશતાં મ્હેં દીઠાં,
આત્મામૃત ઓસર્યાં એ મીઠાં :
સુહાગી દેવ !
એવાં શાં આળ રાજ ! માયા ઉતારી ?

વિશ્વનાં વિલાસ જે ભ્રુકુટિમાં વિરાજે,
નાચે ન નેણુ એહ આજે:
સુહાગી દેવ !
એવાં શાં આળ રાજ ! માયા ઉતારી ?

હૈયાના મેઘનો હિંચે છ જી હિંરાલો :
આશાનો એક બોલ બોલો :
સુહાગી દેવ !
એવાં શાં આળ રાજ ! માયા ઉતારી ?



## ૩૮, દીઠો'તો મ્હોર

---

પેલૂડો ચિત્તચોર
પ્રીતમને દીઠો'તો મ્હોર.

શરદને આભલે ભીને વાન દીઠો
મીઠડલો એ મોર :
પ્રીતમને દીઠો'તો મ્હોર.
ભીની ભીની વાદળી ભરી ભરી આવે,
જોબનનું એ જોર :
પ્રીતમને દીઠો'તો મ્હોર.
હાથમાં રમાડતો'તો કમળની ડાંખળી,
કાળજડાની જ કોર :
પ્રીતમને દીઠો'તો મ્હોર.
ચિત્તને આકાશ એક ઉડતો અનેરૂં,
ચાંદરણામાં ચકોર :
પ્રીતમને દીઠો'તો મ્હોર.
આજે બોલે છે મ્હારા અન્તરની ગ્રીષ્મે
કોયલડી મદશોર :
પ્રીતમને દીઠો'તો મ્હોર.
આઠ–આઠ માસની અખંડ પડી મ્હારે
રાતલડી ચે અઘોર :
પ્રીતમને દીઠો'તો મ્હોર.

❧

## ૩૯, મનોહર એ

મનનો હરનાર મનોહર એ,
હું ક્ય્હા શોધુ મનનો હરનાર મનોહર એ ?
સખિ ! કઇ કુંજે મનનો હરનાર મનોહર એ ?

જીવનનીર મ્હારાં ઘેરાં ઘેરાં વ્હેનારા,
જળ કેરે કાઠડે ઉભો એ :
વાટ ભરીને ઉડો પડછાયો પાડયો રૂડો,
હૈયે તો હેતથી ઝીલ્યો એ,

કયમ જાય ઘડી યે ભૂલ્યો એ ?
મનથી વરી છું વ્હાલમો એ :
હું ક્ય્હાં શોધું મનનો હરનાર મનોહર એ ?
સખિ ! કઇ કુંજે મનનો હરનાર મનોહર એ ?
મનનો હરનાર મનોહર એ.

⚜

## ૪૦, વસન્તમાં, સખિ!

---

ફૂલડે નમેલી ફોરે છ વેલી,
    માઝમ રાત અલબેલી,
રસની હેલી રે રેલી વસન્તની, સખિ!

સુણું છું આછેરાં કે કદિ ઘેરાં,
    પ્રભુનાં તેજ થાં અનેરાં,
રસિકો કેરાં રે ગીતો વસન્તનાં, સખિ!

કોકિલકુંજે, ગહન નિકુંજે,
    ડોલન્ત મ્હોરના પુંજે,
વનમાં ગુંજે રે પંખી વસન્તનાં, સખિ!

જપી નામમાલા, સ્મરી સ્મરી વ્હાલા,
    ભરી સુર સ્નેહના રસાલા,
વાય કો બાલા રે વેણુ વસન્તની, સખિ!

લોક ઉલ્લાસે, વિશ્વ વિલાસે,
    સોહન્ત ચન્દ્રિકા ઉજાસે;
કહે, કાં ન હાસે રે
    આત્મા વસન્તમાં? સખિ!

❧

# ૪૧, ફૂલડાંકટોરી

—

ચન્દ્રીએ અમૃત મોકલ્યા, રે બ્હેન !
ફૂલડાકટોરી ગૂથી લાવ,
જગમાલણી રે બ્હેન !
અમૃત અન્જલિમા નહિ ઝીલુ, રે બ્હેન !

અન્જલિમા ચાર-ચાર ચારણી, રે બ્હેન !
અંજલિએ છ્દણુના છાઘ ·
જગમાલણી રે બ્હેન !
અમૃત અંજલિમા નહિ ઝીલું, રે બ્હેન !

ઝીલુ નહી તો ઝરી જતુ, રે બ્હેન !
ઝીલુ તો ઝરે દશ ધાર ·
જગમાલણી રે બ્હેન !
અમૃત અંજલિમા નહિ ઝીલું, રે બ્હેન !

ફૂલડામા દેવની હથેળીઓ, રે બ્હેન !
દેવની કટોરી ગૂંથી લાવ :
જગમાલણી રે બ્હેન !
અંમૃત અંજલિમાં નહિ ઝીલું, રે બ્હેન !

❦

## ૪૨, વિદાય

---

જાઓ સખિ ! ત્હાં, સિધાવો હવે તો
સરોવરનીર જ્યંહાં હેલે ચઢ્યાં :
સલૂણી ! જે કુંજમાં જન્મ્યો તુજ મૌરલો,
સુન્દર કલાપ ઇન્દ્રરંગે મઢ્યા.

અમે તો જોગીડા, ભમતા પ્રવાસી,
વરવો યે વેશ, ને વરવી દશાઃ
રસના અબૂઝ, અમે લેખના ઉપાસી,
અતિથિ આવી ઘડી આંગણુ વસ્યા.

આવે જો ! તારિકાના સહિયરસાથમાં
ધૂમકેતુ કો જટાધારી, ભલા !
ભયકારી, ભાગ્યભૂલાવનારાઃ
એવી અમારી યે અભાગી બલા.

સુધાસુહાગી શીળી ત્હારે તો ચન્દ્રિકા,
ધખતી ધૂણીના અમે તપસી જૂનાઃ
ખાખી વૈરાગી ને જતી ને જોગટા,
જાદુગારા ધૂતારા હૈયાસૂના.

આયુષ્યનો અન્ત, ને ધરતીનો છેડલો,
    જીવનઆરો, નભડૂણકી, સખિ !
જગતની બોલીમાં એક એહ બોલ છે,
    'આવજો,' 'હું જાઉં છું,' 'વિદાય છે, સખિ!'

દેવોની પાખ છાંય ઢાળજો સદા યે,
    ત્રિવિધના તાપને નિવારજો ઝીલી;
આત્મની વિભૂતિ, ત્હારા સ્નેહનાં સૌભાગ્યને
    સીંચી અમી એ અમર કરજો કળી.

વિત્યા દિવસ કોઈ પાછા ન ઉગતા,
    ઉગે તે કોક આથમ્યાની સમા :
શુભ માનો તો આશિષ આપજો,
    દૂભવ્યાં હોય તો દેજો ક્ષમા.



## ૪૩, માફ કરજે, બાલા !

અમે જોગીના જોગ માફ કરજે, બાલા !
ત્હારા ભોગીના ભોગ અંગ ધરજે, બાલા !

અમે સ્નેહ કેરા સાધુ, માફ કરજે, બાલા !
મળ્યા મુખડાના માધુ ત્હારા, વરજે, બાલા !

અમે સુખના સંન્યાસી, માફ કરજે, બાલા !
હવે હસતા શું હાસી કોડ પૂરજે, બાલા !

અમે સ્મરણોના સંગી, માફ કરજે, બાલા !
મીઠી રમતોના રંગીને ન્હોતરજે, બાલા !

અમે રસના ઉપાસી, માફ કરજે, બાલા !
રૂડા વિશ્વના વિલાસી સાથ સરજે, બાલા !

અમે તનડાના ત્યાગી, માફ કરજે, બાલા !
એક સુન્દર સોહાગી સંગ ઠરજે, બાલા !

અમે રૂપના ઉદાસી, માફ કરજે, બાલા !
ત્હારા યૌવનની પ્યાસી આંખ ભરજે, બાલા !

અમે રંક, કશું દઈએ ? માફ કરજે, બાલા !
ભરી લક્ષ્મીને હઈએ સદા તરજે, બાલા !

અમે દાઝયાં ને દઝાડયાં, માફ કરજે, બાલા !
જગતઝાળમાં જગાડયાં, તે વિસરજે, બાલા !

અમે તપનાં વ્રત લીધાં, માફ કરજે, બાલા !
દુઃખ દિલડાને દીધાં, તે વિસરજે, બાલા !

અમે આશા ઉચ્છેદી, માફ કરજે, બાલા !
પડયા અન્તરાય ભેદી દયા ઝરજે, બાલા !



## ૪૮, મદનનાં મહારાજ્ય



ભુવન ભુવન મદનનાં મહારાજ્ય રે,
ગાવ–ગાવ ગીત મદનરાજનાં, સખિ !
ગાવ–ગાવ ગીત મદનરાજનાં, સખિ !

સુન્દરી વિનાનું નથી સદન કો, સખિ !
સુન્દરીને નયન એના વાસ રે,
ગાવ–ગાવ ગીત મદનરાજનાં, સખિ !

ફૂલડાં વિનાની નથી વાડી કો, સખિ !
ફૂલફૂલથી ઉડે એનાં બાણ રે,
ગાવ–ગાવ ગીત મદનરાજનાં, સખિ !



# ૪૫, દંશ

હાં રે મ્હને ઝેરી નાગોએ ડંખ દીધા,
હો સન્ત! હાવાં કેમે ઉતારશો એ ઝેર ?
હાં રે મ્હને ઘેરી સચોટ બાણુ વીંધ્યાં,
હો સન્ત! ઘાવ ઉરના રૂઆવશો શી પેર ?

ઉંચી ઉંચી તારલી એ મીટ માંડી મટકે,
સન્તાય મ્હારી પાંપણુ વિશે દિનરેન :
રહી રહી ઝીણું ઝીણું હો સન્ત! ખટકે,
અંજાય મ્હારાં લોચન વિશે મદઘેન.

ડાલે પેલી કમલિની જલ કેરી હેલે,
વસન્તજલે એવો ડાલે ફૂલપ્રાણુ :
મધુપ મ્હણે ગુંજે, પરાગ ઢળે વેલે,
અખંડ કય્હારે રેલે એવી રસલ્હાણુ ?

ઢળી-ઢળી આસોપાલવ કેરી ડાળી,
ઉપર કોયલ ટ્હૌકા કરે મધુઘોષ :
હતી એક ઇક્ષુના દંડ સમી બાળી;-
નજર ! કેમ કાળી ગોરંસે ભરરોષ ?

❧

# ૪૬, પાણીડાં

ભર્યાં-ભર્યાં સરોવર મ્હાંય રે
  પાણિડાં હેલે ચ્હડયાં, હેલે ચ્હડયાંઃ
મહાવાયુ તોફાન કેરા વાય રે,
  પાણિડાં હેલે ચ્હડયાં, હેલે ચ્હડયાંઃ
મીઠાં વારિ સખિ ! એટલાં ડહોળાય રે,
  પાણિડાં હેલે ચ્હડયાં, હેલે ચ્હડયાં.

ઘૂમે મહાજલ, તરંગ પ્રચંડ ડોલે,
  ઘેરે રવે ગહન નીર અનેરૂ બોલે.

એક ચાંદરણું આભમાં લ્હેરાય રે,
  પાણિડાં હેલે ચ્હડયાં, હેલે ચ્હડયાંઃ
એક પોયણું ખીલે ખીલે, બીડાય રે,
  પાણિડાં હેલે ચ્હડયાં, હેલે ચ્હડયાંઃ
એક દીવડો દીપે દીપે, મીંચાય રે,
  પાણિડાં હેલે ચ્હડયાં, હેલે ચ્હડયાં.

પૂર્વે ઉગી પરમ ઉજ્જ્વલ ચન્દ્રલેખા;
  ને ઉર્મિ.ઉર્મિ પર રાસનું નૃત્ય માંડી
પાડી જલે અમૃતપાદની તેજરેખા.

# ૪૭, વેણુ

—

આકાશ ઉભું ધરી ઉદયાચળ થાળમાં;
આકાશે નાંખ્યું મ્હેં વેણુ :
વેણુ મ્હારૂ નન્દવાણું રે.

પ્રારબ્ધ આવ્યું ભરી ફૂલડાની છાબડી;
ફૂલડાંનું નાંખ્યુ મ્હેં વેણુ :
વેણુ મ્હ૩ નન્દવાણું રે.

ઉતરી વિધાત્રી લઇ કુંકુમકંકાવટી;
કુંકુમનું નાંખ્યુ મ્હેં વેણુ :
વેણુ મ્હાર નન્દવાણુ રે.

દેવી પધાર્યા, હતી રમ્ભીની આંખડી;
રમ કેર નાખ્યું મેં વેણુ :
વેણુ મ્હાર નન્દવાણું રે.

વેણુ નન્દવાણું, સૌભાગ્ય નન્દવાણું;
મ્હારૂ એક અદ્વિતીય વેણુ :
વેણુ મ્હારૂ નન્દવાણું રે.

## ૪૮, ભૂલી જજે

---

કુંજ કુંજ ફોરે નવરંગ ફૂલડાં રે,
આભમા ઉજળો ઉગે ચન્દ્ર જો !
કોયલડી કૂહાકથી ટહુકા કરે રે,
પ્રગટે વસન્તનો આનન્દ જો !
હો સખિ ! ત્યાહરે હતું તે ભૂલી જજે રે.

વાદળીને હિંડોળે મેહુલો રે
ઘેરૂ ગભીરૂ ગભીરૂ ગાશે જો !
વીજળીની વેલિ વિહાસશે કંઠમાં રે,
રસની અમુલખ ઝડીઓ વાશે જો !
હો સખિ ! ત્યાહરે નથી તે ભૂલી જજે રે.

મુખડે છાયાં અમૃત દેવનાં રે,
નયણે ઝબકે નમણો નેહ જો !
અંગ અંગ ઉછળે ભરતી વિલાસની રે,
સુન્દરી સોહે સમારીને દેહ જો !
હો સખિ! ત્યાહરે ગયુ તે ભૂલી જજે રે.

શરદની રાતલડી રળિયામણી રે,
ચંદનીથી ભરિયો ઘરનો ચોક જો !

પ્રિયની કીકીમાં પ્રિયતમ ડોલતા રે,
સુખના નવલા ઝૂમે ઝોક જો !
હો સખિ ! ત્યાહરે વીત્યું તે ભૂલી જજે રે.

પણ પછી ફ્રુસ્હારેક પ્રભુમન્દિરમાં રે
છૂપલાં અન્તર્દ્વાર ઉઘડશે જો !
ને તુજ રસભર ઉરના ધામને રે
પ્રભુનાં નિર્મળ તેજ સુહવશે જો !
હો સખિ ! ત્યાહરે સર્વ કાંઇ સંભારજે રે.



## ૪૯, મ્હારૂં પારેવું

મ્હને પાછું આણીને પેલુ આપો, રે પ્રાણ ! મ્હારૂં પારેવું:
પેલી પુણ્યે હો ! બાંધેલી પાંખ : પ્રાણ ! મ્હારૂં પારેવું.
મણિફૂલ જેવી કલગી નચવતું, રે પ્રાણ ! મ્હારૂં પારેવું:
લાવો મીઠી એ નેહ ભરી આંખ: પ્રાણ ! મ્હારૂં પારેવું.

ભર્યું ભર્યું સરોવર ડોલે, રે પ્રાણ ! મ્હારૂં પારેવું:
તીરે નમણી લજામણીની વેલ: પ્રાણ ! મ્હારૂં પારેવું.
ત્ય્હાંથી નીકળી મ્હેં રમવાને ધીર્યું, રે પ્રાણ ! મ્હારૂં પારેવું:
મંહી સારસ ખેલતાં'તાં ખેલ : પ્રાણ ! મ્હારૂં પારેવું.

જરા ચુંબ્યું-ન ચુંબ્યુ, ને ઉડ્યું, રે પ્રાણ ! મ્હારૂં પારેવું:
ઉડ્યું ઉંડાં જ્ય્હાં ઉઘડે આકાશ: પ્રાણ ! મ્હારૂં પારેવું.
લીધું રમવા તો ન્હોય એમ કરવું, રે પ્રાણ ! મ્હારૂં પારેવું:
દીધો કોલ, પછી ભાગવી ન આશ: પ્રાણ ! મ્હારૂં પારેવું.

જોઇ મ્હેં તો સંસાર કેરી ઝાડી, રે પ્રાણ ! મ્હારૂં પારેવું:
શોધ્યાં મન્દિર મઢી ને વનદેશ: પ્રાણ ! મ્હારૂં પારેવું.
જોયાં પંખી પશુ જન દેવો, રે પ્રાણ ! મ્હારૂં પારેવું:
નથી લાધ્યું, ન સુણ્યો યે સન્દેશ : પ્રાણ ! મ્હારૂં પારેવું.

મ્હારે સારી દિશાઓ ય સૂની, રે પ્રાણ ! મ્હારૂં પારેવું:
સૂના સૂના અન્તરના આવાસ : પ્રાણ ! મ્હારૂં પારેવું.
પાય લાગું, આણી દો મ્હને પાછું, રે પ્રાણ ! મ્હારૂં પારેવું:
મ્હારા આત્માનો એ તો ઉજાસ : પ્રાણ ! મ્હારૂં પારેવું.



## ૫૦, મોગરાની વેલ



મોગરાની વેલ મ્હારી લૂમે ને ઝૂમે :
ખીલ્યાં ગોરાં ગોરા ફૂલ,
                    મ્હારી લૂમે ને ઝૂમે.

ભમરો આવ્યો ને બેઠો, અડકી ને ઉડયો :
લાગ્યા ભમરાના કાળા ડાઘ,
                    મ્હારી લૂમે ને ઝૂમે.

ચન્દ્રે ન્હોયા, ને કાંઈ સૂર્યે ચે ધોયા :
ધોયા મ્હેં નયણાંને ધાર,
                    મ્હારી લૂમે ને ઝૂમે.

ન્હોયા ન્હોવાય નહીં, ધોયા ધોવાય નહી :
કાળા ભમરના કાળા ડાઘ,
                    મ્હારી લૂમે ને ઝૂમે

જોગી પધાર્યા ભેખધારી કો દ્વારમાં :
છાંટ્યા મન્ત્રીને જોગનીર,
                    મ્હારી લૂમે ને ઝૂમે.

નિર્મળાં ધોવાયા મારાં ગોરાં ગોરાં ફૂલડાં :
વાસના કંઇ પુણ્યની પમરાય
                    મ્હારી લૂમે ને ઝૂમે.

## ૫૧, આશા-નિરાશાનો ચન્દ્રમા

ચન્દ્રમા જી રે ઉગ્યો સખિ ! આજ મ્હારા ચોકમાં,
આશા-નિરાશાનો ચન્દ્રમા જી રે;
ચન્દ્રમા જી રે ઉગ્યો છે ભગવે ભેખ જો !
યોગી-વિયોગી શો ચન્દ્રમા જી રે.

કરે ગગનના ગોખમાં ચાંદલિયો ચમકાર;
ઉરને સરવર પોયણાં ઉઘડે અપરંપાર.

સખિ ! એક એકાકી ચાંદલો ઉગિયો;
સખિ ! એ તો શોભે છે આભલાને ગોખ;
મ્હારા માથાને મુગટે આવે નહીં રે.
ચન્દ્રમા જી રે ઉગ્યો સખિ ! આજ મ્હારા ચોકમાં,
આશા-નિરાશાનો ચન્દ્રમા જી રે.

ઘડી તપશે-ને આથમશે ચન્દ્રમાની કોર;
એવા તપશે ?-કે આથમશે ઉરના અંકોર ?
કોઇ કહેશો ? હો રાજ !
કોઈ કહેશો ? હો રાજ !
આયુષ્યે અજવાળિયાં ક્‌યહાં સૂધી ?
ચન્દ્રમા જી રે ઉગ્યો છે ભગવે ભેખ જો !
યોગી-વિયોગી શો ચન્દ્રમા જી રે;
ચન્દ્રમા જી રે ઉગ્યો સખિ ! આજ મ્હારા ચોકમાં,
આશા-નિરાશાનો ચન્દ્રમા જી રે.

## ૫૨, સંભારણાં

રૂપલા રાતલડીમાં ઉઘડે ઉરનાં બારણાં, હો બ્હેન !
ઝૂલે રસપારણાં, હો બ્હેન !
ત્ય્હારે ઝબકે ઝીણાં અતિથિનાં સંભારણાં, હો બ્હેન !
લઉં હું વારણાં, હો બ્હેન !

શરદ પુનમનો ચાંદલો ઘડી ચમકીને જાય;
વરસ દિવસ વીત્યે સખિ ! દોહલ દર્શન થાય.

અંધારી રજનીમાં ઉઘડે ઉરનાં બારણાં, હો બ્હેન !
ઝૂલે રસપારણાં, હો બ્હેન !
ત્ય્હારે ઝબકે અમૃતઅતિથિનાં સંભારણાં, હો બ્હેન !
લઉં હું વારણાં, હો બ્હેન !

મેઘ ઝરે, રસ નીતરે, આંબો ઝોલાં ખાય;
ખીલે ન મ્હોર, ન મંજરી; સખિ ! નથી આ ઋતુરાય.

સૂની રજનીઓમાં ઉઘડે ઉરનાં બારણાં, હો બ્હેન !
ઝૂલે રસપારણાં, હો બ્હેન !
ત્ય્હારે ઝબકે સાજનઅતિથિનાં સંભારણાં, હો બ્હેન !
લઉં હું વારણાં, હો બ્હેન !

દૂર દૂરની કુંજમા મોર કરે ટહુકાર;
સખિ! ટહુકામા જીવવુ, મોઘા મોરદિદાર.

લાંબી ગતલડીમા ઉઘડે ઉરના બારણા, હો બ્હેન !
ઝુલે રસપારણા, હો બ્હેન !
ત્હારે ઝણકે ઉરના અતિથિના સંભારણાં, હો બ્હેન !
લઉં હુ વારણાં, હો બ્હેન !



## ૫૩. હતો

એક-એક વીરો હતો, વીરો હતો :
એની બ્હેનીને પાટ જઈ બેઠો :
    હો ! એક-એક વીરો હતો, વીરો હતો.

એક-એક સ્વામી હતો, સ્વામી હતો :
એની વ્હાલીને વાટ જઈ બેઠો :
    હો એક-એક સ્વામી હતો, સ્વામી હતો.

એક-એક જોગી હતો, જોગી હતો :
એની જોગણને ઘાટ જઇ બેઠો :
    હો ! એક-એક જોગી હતો, જોગી હતો.



## ૫૪, સૂનાં સૂનાં સ્નેહધામ

૧. સૂનાં મન્દિર, સૂનાં માળિયાં,
ને મ્હારાં સૂના હૈયાના મહેલ રે,
સ્નેહધામ સૂનાં સૂનાં રે :

આધી આશાઓ મ્હારા ઉરની,
ને કાંઇ આઘા આઘા અલબેલ રે,
સ્નેહધામ સૂનાં સૂનાં રે.

૨. સૂના સૂના તે મ્હારા ઓરડા,
ને એક સૂની અન્ધારી રાત રે,
સ્નેહધામ સૂનાં સૂનાં રેઃ

પાનાં પ્રારબ્ધના ફેરવું,
મંહી આવે વિયોગની વાત રે,
સ્નેહધામ સૂનાં સૂનાં રે.

૩. સૂની વસન્ત, સૂની વાડીઓ,
મ્હારાં સૂનાં સ્હવાર ને બપ્પોર રે,
સ્નેહધામ સૂનાં સૂનાં રે :

સહિયરને સંઘ હું બ્હાવરી,
મ્હારો ક્યહાં છે કળાયેલ મોર રે ?
સ્નેહધામ સૂનાં સૂનાં રે.

૪. સૂનું સૂનું આભઆંગણું,
ને વળી સૂની સંસારિયાની વાટ રે,
સ્નેહધામ સૂનાં સૂનાં રે :

માથે લીધાં જળબેડલાં,
હું તો ભૂલી પડી રસઘાટ રે,
સ્નેહધામ સૂના સૂનાં રે.

૫. સૂની સૂની મ્હારી આંખડી,
ને પેલો સૂનો આત્માનો આભ રે,
સ્નેહધામ સૂનાં સૂનાં રે :

પ્રીતમ ! પ્રીત કેમ વીસર્યાં ?
એવો દીઠો અપ્રીતમાં શો લાભ રે ?
સ્નેહધામ સૂનાં સૂનાં રે.

૬. સૂનાં સૂનાં ફૂલે ફૂલડાં,
મ્હારાં સૂનાં સિંહાસન, કાન્ત રે !
સ્નેહધામ સૂનાં સૂનાં રે;

આંબાની ડાળી મ્હોરે નમી,
મહીં કોયલ કરે કલ્પાંત રે,
સ્નેહધામ સૂનાં સૂનાં રે.

૭. સૂનો સૂનો મ્હારો માંડવો,
ને ચારૂ સૂના આ ચન્દનીના ચોક રે,
સ્નેહધામ સૂનાં સૂનાં રે ;

રસિયાને રંગમહેલ એકલી,
મ્હારે નિર્જન ચૌદે ય લોક રે,
સ્નેહધામ સૂનાં સૂનાં રે.

૮. સૂનો હિન્ડોલો મ્હારા સ્નેહનો,
ને કાંઈ સૂનો આ દેહનો હિન્ડોલ રે,
સ્નેહધામ સૂનાં સૂનાં રે:

વ્હાલાની વાગે દૂર વાંસળી,
નાથ ! આવો, બોલો એક બોલ રે:
સ્નેહધામ સૂનાં સૂનાં રે.



## ૫૫, વસન્તગીત



કોયલડી ! ત્હારી મોરલી મધુરી જરા છેડી જજે !
હીંચે–નમે તું કાંઇ આંબલિયાને ડાળ જો !
કોયલડી ! ત્હારી મોરલી મધુરી જરા છેડી જજે !

રંગ્યાં દિશાચીર વિધુની વિશુદ્ધિરંગે,
અર્ચા પ્રભુની અરચી દિનને દિનેશે;
નવગન્ધકોષ કંઇ ગન્ધવતી ઉઘાડે :
ઉઘાડીને ઘૂંઘટ ગાવ, વસન્ત સખિ ! પધારે.
કોયલડી ! ત્હારી વેણુથી વસન્ત દેવી સત્કારજે !

૨

કોયલડી ! ત્હારા વનમાં પ્રભાત આજ ઉંડાં ઉગે,
સોનારૂપાની મંહી રમતી રેખ અનન્ત જો !
લાંબી શિશિર તણી રજની વીરી ! આજ ડૂબી જતી,
સાત્વિક પ્રકાશને પગલે પધારે વસન્ત જો !

મીઠડી,
સાન્ત્વની,
ભાગ્ય સમ સંજીવિની,
જગજ્જીવન મન્ત્ર શી ઉદ્ધારિણિ;
પ્રભુકિરણ સરિખી સકલસંચારિણિ,
પ્રાચી–પ્રતીચી દિગ્ભુવનઃ સૌની પરમ કલ્યાણિની :

સાત્ત્વિક પ્રકાશને પગલે પધારે વસન્ત જો !
    કોયલડી ! ત્હારી વેણુમાં વસન્ત દેવી સત્કારજે !

૩

    પડઘો ક્ય્હાં પડયો ? રસબાલ !
ભેદી ભીષણુ જગના દુર્ગ અનિલ ક્ય્હાં આથડયો ? રસબાલ !
ઉપર જય્હાં અનહદ બાજે સાજ, હુહુરવ ત્ય્હાં ન્હડયો ? રસબાલ !
    પડઘો ક્ય્હાં પડયો ? રસબાલ !

    સંસ્કૃતિનાં સૈન્ય વ્યૂહો માંડતાં,
    પૂર્ણિમા ને અમાસ નેજા ખોડતાં,
    યશકિરીટી ઇન્દ્ર પુષ્પ વધાવતા,
ગન્ધર્વ જયનાં ગાન નિજ વેણુ ભરી વાતા જતાઃ

આછેરી પીંછીથી બ્રહ્માંડતીર્થ આલેખિયાં,
  ઘૂમે પ્રશસ્ત તટે મન્દાકિનીનાં નીર જો !
સુરો-અસુરોની મેદની અખંડ ત્ય્હાં રાસે રમે,
  નૃત્યનેતા અમીમોરલી હલકે સુધીર જો !
  પદતાલી ભવ્ય ધમકે મહાગમ્ભીર જો !
    કોયલડી ! ત્હારી વેણુથી અનેરી વેણુ વાગે ત્યહાં:
    કોયલડી ! સહુ વેણુના વિલોલ શબ્દ જાગે ત્યહાં.

રમે-રચે ચૌદ ભુવનને દડે પરમ ભારતરણુ અબધૂત કાલ,
    પડઘો ત્ય્હાં પડયો, રસબાલ !

૪

ફૂલડાંની આંખોમાં વસન્ત ! કાંઇ આંજ્યું ત્હમે,
  આંજો જાદુગર આંજણુ એ મુજ નેન જો !

મ્હેકતું,
મ્હેકાવતું,
પ્રાણને ચેતાવતું,
વિરલ સૌન્દર્યે કદી કદી ભાસતું,
પ્રિયનયનની કાન્તિમા સ્થિર વાસતું,
સ્નેહના સોહાગ સમ સપ્રભ યશસ્વી વિલાસતું :

ફૂલડાંને–ફૂલડાંને પગલે વસન્ત ! પધારજો !
આવ્યા વને તો દેવિ ! આવજો માનવદેશ જો !
ચાંદાસૂરજ કેરી જ્યોતિ પામરીએ પરિમળે,
આપી જજો એ દેવપરિમળના આદેશ જો !
આવો વસન્ત ! પ્રાણઆગણના આભ અમે વાળી લીધા.

૫

કોયલડી મ્હારે બારણે હો બ્હેન ! કાલ બોલી જજે !
કાલે મ્હારે ઘેર પ્રભુજીના વરદાન જો !
કાલે મ્હારે ઘેર વસન્ત દેવી મહેમાન જો !
કોયલડી ! ત્હારી મોરલીના વીંધ બ્હેન ! ખોલી જજે !
વીંધે–વીંધે તે વહે વ્હાલમ કેરાં વેણુ જો !
વીંધે–વીંધે તે કહે વ્હાલમ કેરાં કહેણુ જો !
કોયલડી ! મ્હારે બારણે વસન્તમન્ત્ર બોલી જજે !

✤

## ૫૬, રાજકુમારી

નયન નયને રે, નયન નયને પધારો, રાજબાલ !
ઘેલાં નયણાં તલપે ત્ય્હાં ઘડિક આવજો રે લોલ :
ભવન ભવને રે, ભવન ભવને ત્હમારાં, રાજબાલ !
ઊંડા આદેશ કિરણોમા કહાવજો રે લોલ.

મધુર મધુર મુખડે હસો વિરલ તેજનાં હાસ :
હેરી હેરી હરખશું અધઉઘડયાં એ દૃવિલાસ.
મ્હોરી વસન્તની વાડીઓ, હો જગલક્ષ્મિ !
કરે કોયલડી ટહુકાર, હો આવજો જગલક્ષ્મિ !
ધીમાં ધીમાં રે, ધીમાં ધીમાં પધારો, રાજબાલ !
ઘેલાં નયણાં તલપે ત્ય્હાં ઘડિક આવજો રે લોલ.

અમીરંગી નિજ સાળુનો પાલવ જોતી રસાળ,
ચાલી ચન્દનચોકમાં રસઅભિલાષુ બાળ.
વીણી ગૂંથી ઉરની પ્રભા, હો મદભરિયાં !
લીધી કરકમળે વરમાળ, હો આંખડી મદભરિયાં !
એવાં અધીગં રે, એવાં અધીગં મ હોય, રાજબાલ !
ઊંડા આદેશ કિરણોમાં કહાવજો રે લોલ.

ઉગ્યાં ઉગમણે વ્યોમ ઉગી પુનમ અખંડ :
અમૃતલેખિનીથી લખ્યો સ્નેહમન્ત્ર ઉરખંડ :

ઘેરૂં ઘેરૂં જરા ડોલતાં, હો રસદેવિ !
હવે પરવરશો ક્ય્હાં પરદેશ ! હો મીઠડાં રસદેવ !
પ્રાણુતખ્તે રે, પ્રાણુતખ્તે પધારો, રાજબાલ !
ઘેલાં નયણાં તલપે ત્ય્હાં ઘડિક આવજો રે લોલ:
ઘેલાં હઇડાં જલ્પે ત્ય્હાં ઠહિક આવજો રે લોલ.



## ૫૭, વીરાંગના

---

સખિ ! મ્હારા વીરના ગઢો જો ! ઉંચા આકાશમાં રે,
સખિ ! મ્હારા પાલવની કોર શેષ સાથે છે જો !
સખિ ! મ્હારી આંખડીમાં કોટિ કોટિ ભાનુ તપે રે,
સખિ ! મ્હારી નણદલનો વીર મ્હારે માથે છે જો !
રસે ભરી રાજબાલ, ત્હો ય હુ તો વીરાંગના રે.

સખિ ! મ્હારા ઓઢણાની ભાત કાંઈ યમની ગૂંથી રે,
સખિ ! મ્હારી છાયામાં ઝેર લીલુ છાજે છે જો !
સખિ ! મ્હારી કાન્તિ માહિ જોગણીનાં ખપ્પર ઝીલે રે,
સખિ ! મ્હારાં કંકણોમા પ્રલયગીત ગાજે છે જો !
રસે ભરી રજબાલ, ત્હો ય હું તો વીરાંગના રે.

સખિ ! મ્હારા નાથની શમશેર કાંઇ ઝૂલે-ઝૂલે રે,
સખિ ! મ્હારી તેજીલી કટાર તેજ પીએ છે જો !
સખિ ! મ્હારા વીરના સામન્ત મ્હેલે ઝૂમે-ઝૂમે રે,
સખિ ! મ્હારી સહિયરનાં શસ્ત્ર હીંચ લીએ છે જો !
રસે ભરી રાજબાલ, ત્હો ય હુ તો વીરાંગના રે.

❦

## ૫૮, હૈયાના દેવહુતાશ

સખિ ! હૈયાના દેવહુતાશના પ્રકાશ
ઘરઘરમાં કરશે ઉજાસ.

ઘરમાં ને પુરમાં પ્રકાશ એ પ્રકાશશે;
અનિત્યને નિત્ય કરી કરીને ઉજાળશે;

રસિકોના પૂરશે એ આશ–અભિલાષ
હૈયાના દેવહુતાશ.

નરના આત્મા માંહિ નારીના નેહ છે;
નારીના આત્મામાં નર કાજે સ્નેહ છે;

દ્વૈતમાં અદ્વૈતના એ રાસ ને ઉલ્લાસ
હૈયાના દેવહુતાશ.

સખિ !; હૈયાના દેવહુતાશના પ્રકાશ
યુગયુગમાં કરશે ઉજાસ.

❦

## ૫૯, હો ! રણુને કાંઠડલેરે



પાછલી તે રાતનાં અજવાળિયા રે;
ચન્દનીથી ચીતર્યા સમીર :
હો ! રણુને કાઠડલે રે.

પચાસરે તે પાચ સરોવરો રે,
પુણ્યર્પાપિચીતરેલા નીર :
હો ! રણુને કાંઠડલે રે.

કૂદડીની ભાત ભલી દાખવતાં રે
આભલાંથી ચીતરેલ વ્યોમ ·
હો ! રણુને કાઠડલે રે

જાહોજલાલી જૂની ગુજરાતની રે;
ઇતિહાસચીતરેલી ભોમ :
હો ! રણુને કાંઠડલે રે.

રંક અને રાજવીની વાતલડી રે;
દુ.ખસુખચીતર્યું અનિત્ય :
હો ! રણુને કાંઠડલે રે.

કાળ કેરા આકડા ઉકેલતાં રે
હ્ર્ષશોકચીતરેલુ ચિત્ત :
હો ! રણુને કાઠડલે રે.



## ૬૦, ગરમ દેશનાં પંખીડાં

---

અહો રાજ ! અમે રે પંખીડાં ગરમ દેશનાં.
વાય હિમવતા વાયુ,
ત્હેમાં લાંબાટુંકા આયુ :
રાજ ! અમે રે પંખીડાં ગરમ દેશનાં.

અહો રાજ ! અમારા દેશોમાં સૂરજ શોભતા;
રૂડી કેસરિયાળી ટશરો,
એની ઉમંગ ભરી અસરો :
રાજ ! અમે રે પંખીડાં ગરમ દેશનાં.

અહો રાજ ! અમારી વાડીમાં ફૂલો ફોરતાં;
ખીલે કળી મધુર મધુર;
એવાં ખીલે મીઠાં ઉર :
રાજ ! અમે રે પંખીડાં ગરમ દેશનાં.

અહો રાજ ! અમારી શિતોષ્ણ હવા ઉજ્જવળી;
મહીં તેજના તરંગ,
એવા આત્મના ઉછરંગ :
રાજ ! અમે રે પંખીડાં ગરમ દેશનાં.

❧

## ૬૧, પ્રીછજો એ પ્રેમને



પ્રીછજો એ પ્રેમને, હો પૌરવકુલમોર !
આપ ચન્દ્રદેવ, એ ચતુરા છે ચકોર.

આભકાઠે ઉભી જગ કરો છો ઝાકઝકોર :
એક એને નહી ઉજળો ? અમૃતના ચોર !
આપ ચન્દ્રદેવ, એ ચતુરા છે ચકોર.

આડું જૂવે, પાછું જૂવે, સંકોરે સાળુકોર :
અણુબોલી ઉડન્તી કરે આંખડલી મદઘોર :
પ્રીછજો એ પ્રેમને, હો પૌરવકુલમોર !



## ૬૨, ખમ્મા વીરાને

ખમ્મા ! વીરાને જાઉં વારણે રે લોલ :
મોંઘામૂલો છે મ્હારો વીર જો !
ખમ્મા ! વીરાને જાઉં વારણે રે લોલ.

એક તો સુહાગી ગગનચાંદલો રે લોલ :
બીજો સુહાગી મ્હારો વીર જો !
ખમ્મા ! વીરાને જાઉં વારણે રે લોલ.

રાજા તો વિરાજે ગજમન્દિરે રે લોલ :
પારણે વિરાજે મ્હારો વીર જો !
ખમ્મા વીરાને જાઉં વારણે રે લોલ.

ચંપો ખીલે છે ફૂલવાડીમાં રે લોલ :
કુલમાં ખીલે છે મ્હારો વીર જો !
ખમ્મા ! વીરાને જાઉં વારણે રે લોલ.

આંગણે ઉજાસ મ્હારે સૂર્યનો રે લોલ :
ઘરમાં ઉજાસ મ્હારો વીર જો !
ખમ્મા ! વીરાને જાઉં વારણે રે લોલ.

એક તો આનન્દ મ્હારા ઉરનો રે લોલ
બીજો આનન્દ મ્હારો વીર જો !
ખમ્મા ! વીરાને જાઉ વારણે રે લોલ.

દેવે દીધી છે મ્હને માવડી રે લોલ :
માડીએ દીધો મ્હારો વીર જો !
ખમ્મા ! વીરાને જાઉં વારણે રે લોલ.



# ૬૩, વીરાને વધામણાં



દેજો-દેજો વાદળનાં વિહંગ ! વીરાને વધામણાં !
વીરા ! આ તે કેવા ત્હારા ઢંગ ? કીધાં અમને દામણાં.

આવ્યો લઇને કુટુંબપરિવાર, ને ભાભી સુહાગિણી :
અમ કુંજે બે કરી ટહુકાર ઉડયો ઘરની ભણી.

કુંજે કુંજ, સરોવરનીર, જને, ને વને વડા,
ત્હારા ને બાળના, ઓ વીર ! સુણું છું એ ટહુકડા.

ભૂતકાળના એ ભણકારા ક્ય્હારે સાચા પાડશો ?
મુજ મસ્તીખોરાં લાડનારા ! ક્ય્હારે પાછાં લાડશો ?

મ્હારાં અજબસોહાગણ ભાભી ! ત્હમને યે સન્દેશડો :
તમ વ્હોણી ભમું છું હુ આભી, સૂનો મ્હારો નેસડો.

આવો વીર ! વ્હાલાં મુજ બાળ ! ભાભી અલબેલડાં !
મ્હારી મ્હોરે-નમે આંબાડાળ, પાડો મીઠા બોલડા.

કૂહેજો-કૂહેજો વાદળનાં વિહંગ ! વીરાને એ વાતડી :
મ્હારે ઉછળે અંહી ઉછરંગ, સંભારૂં છું તે ઘડી.



# ૬૪, કોણ લૂણ ઉતારશે

દુખડાં કોણ લેશે ? બ્હેન !
કોણ લૂણ ઉતારશે ? હો બ્હેન !

શીળી-મીઠી સુખદુખ કેરી વાતલડી
કોણ ભૂલાવશે ? હો બ્હેન ! દુ.ખડાં.

ઝીણી-ઘેરી મેઘલ પડતી રજની
હવે કોણ વિતાવશે ? હો બ્હેન ! દુઃખડાં

હસી-રમી કોણ બાળકડા સંગે
ફુળ બહેલાવશે ? હો બ્હેન ! દુઃખડાં

સૂનાં-સૂના સદન ભર્યાં-ભર્યાં જગત
નહીં ભરી આપશે, હો બ્હેન !

દુ.ખડાં એક લેશે, બ્હેન !
પ્રભુ લૂણ ઉતારશે, હો બ્હેન !

✣

# બ્હેનના શણગાર

કેસરી કેવડો બ્હેનને માથે,
ઉજળો મોગરો બ્હેનને હાથે;
હજારી ગોટા ને ગુલાબી હાર;
બ્હેનને ધરાવશું એવા શણગાર.

કેવડે કેવડે ન્હાનેરા નખ,
બ્હેનના ખમશું આછેરા ડંખ.
મોગરે મોગરે કુમળાં પાન,
બ્હેનના પામશું પુણ્યનાં દાન.

હજારી ગોટાના હજાર બાણ,
બ્હેનને દૂભવાની દેવની આણ.
ગુલાબપાંદડી ફોરે સુવાસ,
બ્હેનને હસવે એવો ઉજાસ.

ફૂલડે ફૂલડે મધની રેલ,
બ્હેનને અંગઅંગ એવાં હેત.

❧

# ૬૬, પોઢોને



બાળ ! જરી પોઢોને, પોઢાને.

હાં રે ધીમું ધીમું ઝૂલો, નીંઝનારા!
હાં રે બાપુ હમણા આવશે ત્હમારા:
હો બાળ ! જરી પોઢોને, પોઢોને

હાં રે હૈયે વિરમોને માવડીને મીઠે,
હાં રે બાપુ આવશે ત્હમારા અણદીઠે:
હો બાળ ! જરી પોઢોને, પોઢોને.

હા રે બાપુ આવશે ત્હમારા અધીરા,
હા રે નમી ચૂમશે નિદરતા વીરા :
હો બાળ ! જરી પોઢોને, પોઢોને.

હાં રે અમી રૂપલા ચાદલિયો ય વરસે,
હાં રે ! ત્હા તમ બાપુના શ્વેત શઢો દરસે :
હો બાળ ! જરી પોઢોને, પોઢોને.



## ૬૭, પોઢે છે



ફૂલ મ્હારૂં પોઢે છે, પોઢે છે.

હાં રે જરા ધીમી, હો બ્હેન ! જરા ધીમી,
હાં રે મહાસાગરની લહર રહો ઝઝૂમી :
હો ફૂલ મ્હારૂ પોઢે છે, પોઢે છે.

હાં રે લહરી બ્હેની ! ધીરી, તું ધીરી વાજે;
હાં રે ત્હારાં સાગરનાં ગાન ગભીર ગાજે :
હો ફૂલ મ્હારૂ પોઢે છે, પોઢે છે.

હાં રે ચારૂ ચન્દ્રને ચૂમીને આવી, બ્હેનાં !
હાં રે વરસ આથમતાં અમૃતાંશુ ત્હેનાં :
હો ફૂલ મ્હારૂં પોઢે છે, પોઢે છે.



## ૬૮, દૂધ

---

ગોરાં ઘીનાં ગાવડીનાં દૂધ :
મીઠાં અમીનાં માવડીનાં દૂધ.

વાછડી ધાવે ગાવડીનાં દૂધ :
બ્હેનડી ધાવે માવડીનાં દૂધ.

વગડે વગડે ગાવડીનાં દૂધ :
ઘરમાં ઘરમાં માવડીનાં દૂધ.

દેહને પાળે ગાવડીનાં દૂધ :
પ્રાણને પાળે માવડીનાં દૂધ.



## ૬૯, ફૂલડોલનો ઉત્સવ

---

આજે ઉત્સવ ફૂલડોલનો. ધ્રુવ.
અજબ વરસે વસન્ત,
આજે ઉત્સવ ફૂલડોલનો.
ડોલે ભરતી અનન્ત,
આજે ઉત્સવ ફૂલડોલનો.

ફૂલડે પ્રફુલ્લ ફૂલી વાડીની વેલીઓ;
કળી-કળીએ ડાળીઓ લચન્ત :
આજે ઉત્સવ ફૂલડોલનો.

અખિલ ગુલાલ રંગ વિલસે વસન્તના,
વનવન કો હાસ્યમાં હસન્ત :
આજે ઉત્સવ ફૂલડોલનો.

આભની અગાસીએ ઉગન્ત જો ! તું ચન્દ્રમા;
ચન્દની શું કોડથી રમન્ત :
આજે ઉત્સવ ફૂલડોલનો.

ભરીને ફૂલછાબ ચ્હડી રમશું વસન્ત આ;
ભુજ-ભુજમાં લાડથી લસન્ત :
આજે ઉત્સવ ફૂલડોલનો.

❦

## ૭૦, દુઃખસુખ

---

દુઃખસુખ આવે રે તે સ્હેજો !
માજીના ચરણુકમળમાં ર્‌હેજો !
દુઃખસુખ આવે રે તે સ્હેજો !

સુખડાં તરતા રે રૂડાં છે :
દુઃખડાં પાછળ રે ઊંડાં છે :
માજીના ઊંડારૂડા સન્દેશ
દુઃખસુખ આવે રે તે સ્હેજો !

સુખડાંની શોભા રે સુલભ છે :
દુઃખડાંના હેતુ રે ગહન છે :
માજીના ગહનસુલભ આદેશ
દુઃખસુખ આવે રે તે સ્હેજો.

મા ! તુજ પ્રેમળ રે રચના છે :
મા ! તુજ સદર્થ રે ઘટના છે :
મા ! તુજ સદર્થ પ્રેમળ નિવેશ
દુઃખસુખ આવે રે તે સ્હેશું :
મા ! તુજ ચરણુકમળમાં ર્‌હેશું :
દુઃખસુખ આવે તે મા ! સ્હેશું.

## ૭૧, પૂછશો મા

પૂછશો મા, કોઇ પૂછશો મા,
મ્હારા હૈયાની વાતડી પૂછશો મા.

દિલના દરિયાવ મંહી કાંઇ કાંઇ મોતી:
ગોતી ગોતીને ત્હેને ચૂંથશો મા:
મ્હારા હૈયાની વાતડી પૂછશો મા

ટહુકે છે કોકિલા, પુકારે છે પપૈયો:
કારણોના કામીને સૂઝશો મા:
મ્હારા હૈયાની વાતડી પૂછશો મા.

આસુનાં નીરના કો આશાના અક્ષરો
આછા આછા ત્હો ય લૂછશો મા:
મ્હારા હૈયાની વાતડી પૂછશો મા

જગના જોદ્ધા ! એક આટલું સુણી જજો:
પ્રારબ્ધના પૂર સ્હામે ઝૂઝશો મા:
મ્હારા હૈયાની વાતડી પૂછશો મા.



## ૭૨, ધર્મરાયના પાર્ષદને વિદાય

---

આવજો, ધર્મપુરીના પાટવી રે !
આવજો, બ્રહ્મલોકના મહેમાન જો !
આવજો, પાવન કરજો આંગણું રે,
આવજો લઇ પ્રભુજીનાં નિશાન જો !
આવજો, ને રોપજો ધ્વજ અમ આંગણે રે.

નથી કાંઇ પૂછયું, નથી કાંઇ પૂછવું રે,
નથી કાંઇ પારખવા પયગામ જો !
કાગળિયા લાવ્યા મહારાજના રે,
લખિયા મંહી બ્રહ્માક્ષર ‘ રામ ’ જો !
પ્રભુજીએ સંભાર્યા અમ સ્નેહીને રે.

જગત ઉતારી લઇ દીધ દેવને રે,
સાચવજો એ પ્રાણવિરામ જો !
ભીંજે દાનસમય અમ આંખડી રે,
અપશુકન, ઘડી નથી અભિરામ જો !
લ્યો, ને કરજો જતન અધિકડું રે.

કાળા ઘૂમશે ઘન અન્ધારના રે,
વીજના અગ્નિ કરે ચમકાર જો !
ગિરિવર શા જોગી પણ ડોલી જશે રે,
ઉઘડશે પાતળનું દ્વાર જો !
એવી પાપની પળથી ઉગારજો રે.

એક પાંખે લખ્યા ઉંચાં ઉડવાં રે,
એક પાંખે લીધ ધર્મનો હાર જો !
એક કરમાં ધર્યો અમૃતદીવડો રે,
તમ મુદ્રા મંહી જગઉદ્ધાર જો !
અદ્‌ભુત દર્શનથી ઠરી આંખડી રે.

એક મીટમાં પૃથ્વીનું વિરામનું રે.
એક મીટમાં ઉઘડયાં સ્વર્ગ જો !
તમ વદને ગેબી એક હાસનું રે,
મૂર્તિમાં ધર્મશયનાં ભર્ગ જો !
મંગલ દર્શનથી મનડું ઠર્યું રે.

નથી સત્કાર્યો, નથી સેવા કરી રે,
આપ્યું એક નમન પદ માંહિ જો !
કહેજો નમન વળી મહારાજને રે,
દેજો દેવકુલોને સાંઈ જો !
વીનવજો વગડે નવ વીસરે રે.

આંધી–આંધી દિશાઓ સરી જતી રે,
પન્થ અજવાળે શશિયરભાણુ જો !
ઢાળે તેજની અંજલિઓ તારલા રે,
ત્ય્હાં થઇ કરજો મધુર પ્રયાણુ જો !
મીઠડા પન્થ પ્રભુદરબારના રે.

એક દિન પ્રભુજી આણાં વાળશે રે,
છાશે અમ પર પુણ્યની છાંય જો !
વીર હો ! ત્હ્મારે નિહાળવા આવશું રે
પ્રેમળ દેવોમાં પ્રભુરાય જો !
સંચરશું ત્હ્મારે સંગાથમાં રે.

આવજો, મ્હોટા ઘરના મ્હોડવી રે !
આવજો, અમુલખ જોઇ સંજોગ જો !
આવજો, આદર છે અમ આંગણે રે,
આવજો, મનભર કરશું યોગ જો !
રાજકાગળ લઇ અવધે આવજો રે.



## ૭૩, મન્દિર દ્યો

મન્દિર દ્યો, દેવ ! મન્દિર દ્યો.
અવનિમાં મન્દિર મોંઘાં, હો દેવ ! મન્દિર દ્યો,
પાપ કેરાં પારણાં સોંઘાં, હો દેવ ! મન્દિર દ્યો.
ઉંઘ્યાના અરૂણુદદામા, હો દેવ ! મન્દિર દ્યો;
જગતના થાકના વિસામા, હો દેવ ! મન્દિર દ્યો.
વાગ્યાના વ્રણુને રૂઝાવા, હો દેવ ! મન્દિર દ્યો;
વિષની ઉતારપ્યાલી પાવા, હો દેવ ! મન્દિર દ્યો.
સ્નેહીની શેરીએ ઊભાં, હો દેવ ! મન્દિર દ્યો,
ભિક્ષા ન દીધ અને દૂભ્યા, હો દેવ ! મન્દિર દ્યો.
અમૃતરસથી ભીંજેલાં હો દેવ ! મન્દિર દ્યો;
સૌન્દર્યફૂલડે સજેલાં હો દેવ ! મન્દિર દ્યો.
આત્માની ઊંડી અભિલાષા, હો દેવ ! મન્દિર દ્યો;
અણુપૂરી એક પૂરા આશા, હો દેવ ! મન્દિર દ્યો.
પુણ્યનાં પુષ્પ શી દેહનાં હો દેવ ! મન્દિર દ્યો;
સાત્વિક નિર્મળ સ્નેહનાં હો દેવ ! મન્દિર દ્યો.
અથમશે ને અમે જાશું, હો દેવ ! મન્દિર દ્યો;
નાથને નેહ ક્ય્હારે ન્હાશું ? હો દેવ ! મન્દિર દ્યો.
દુનિયામાં દેવ એક દીઠા, હો દેવ ! મન્દિર દ્યો;
દુનિયાના દેવ મ્હારે મીઠા, હો દેવ ! મન્દિર દ્યો.
આવનિમાં મન્દિર મોંઘાં, હો દેવ ! મન્દિર દ્યો;
પ્રભુજીનાં મન્દિર સોંઘાં, હો દેવ ! મન્દિર દ્યો.
માનવી–માનવીને હઇએ હો દેવ ! મન્દિર દ્યો;
દેહી છતાં ય દેવ થઈએ, હો દેવ ! મન્દિર દ્યો.

## ૭૪, જગતના ભાસ

જોજો, જોજો જગતના આભાસ, જન સહુ ! જોજો રે,
ઉંડા ભાળી અનન્ત ઉજાસ આંસુડાં લ્હોજો રે.

કાળાં વાદળ ઉલટે અથાગ ભર્યાં અન્ધકારે રે,
ર્‌હો યે અનુપમ તેજસોહાગ દિશાઓ પ્રસારે રે.

સૂની શોકની માઝમ રાત ઘેરી ઉતરશે રે,
મંહી ચન્દ્રની અમૃતભાત ઝીણી ઝગમગશે રે.

અયિ ! દુઃખ તણી મ્હારેલ ક્ષિતિજ ફરી વળશે રે,
દૂર દૂર ક્ષિતિજને મહેલ સુખડાં સુહવશે રે.

જોજો—જોજો વિધિના આ ફંદ, અલૌકિક જોજો રે,
ઊંડા ભાળી અખંડ આનન્દ આંસુડાં લ્હોજો રે.



## ૭૫, હરિનાં દર્શન

મ્હારાં નયણુંની આળસ રે, ન નિરખ્યા હરિને જરીઃ
એક મટકું ન માંડયું રે, ન ઠરિયાં આંખી ઠરી.

શોકમોહના અગ્નિ રે તપે, ત્હેમાં તપ્ત થયાંઃ
નથી દેવનાં દર્શન રે કીધાં, ત્હેમાં રક્ત રહ્યાં.

પ્રભુ સઘળે વિરાજે રે, સૃજનમાં સભર ભર્યોઃ
નથી અણુ પણ ખાલી રે, ચરાચરમાં ઉભર્યો.

નાથ ગગનના જેવા રે, સદા મ્હને છાઇ રહેઃ
નાથ વાયુની પેઠે રે સદા મુજ ઉરમાં વહે.

જરા ઉઘડે આંખડલી રે, તો સન્મુખ તેહ સદાઃ
બ્રહ્મ બ્રહ્માંડ અળગા રે ઘડી યે ન થાય કદા.

પણ પૃથ્વીનાં પડળો રે, શી ગમ ત્હેને ચેતનની ?
જીવે સો વર્ષ ઘૂવડ રે, ન ગમ ત્હો યે કંઇ દિનની.

સ્વામી સાગર સરિખા રે, નજરમાં ન માય કદીઃ
જીભ થાકીને વિરમે રે 'વિરાટ' 'વિરાટ' વદી.

પેલાં દિવ્ય લોચનિયાં રે પ્રભુ ! ક્યહારે ઉઘડશે ?
આવાં ઘોર અન્ધારાં રે પ્રભુ ! ક્યહારે ઉતરશે ?

નાથ ! એટલી અરજી રે, ઉપાડો જડપડદાઃ
નેનાં ! નિરખો ઉંડરૂં રે, હરિવર દરસે સદા.

આંખ આળસ છાડો રે, ઠરો એક આંખી ઠરીઃ
એક મટકું તો માંડો રે, હૃદય ભરી નિરખો હરિ.

❧

છતાં શીળો અગ્નિની ઉપર ચાલવું રે લોલ:
ફૂલ ફૂલે, તો ઘડીનું એ ફાલવું રે લોલ.

તેજ આવે, તો અર્ધ દિવસ આથમે રે લોલ:
જીવન જાગે, તો અર્ધ નિન્દમાં શમે રે લોલ.

મોરવર્ણું અખંડ ચાપ ઇન્દ્રનું રે લોલ:
જોવું-રોવું: સૌન્દર્ય એવું કાં બન્યું રે લોલ!

લોક કૂહે છે, પ્રભુના મીઠા બોલડા રે લોલ:
એક લીધા કંઇ મુજ શું અબોલડા રે લોલ!

તેજ-અન્ધકાર મળી ગૂંથે દિનને રે લોલ:
હસવું-રડવું: એ ઉભય રચે જીવનને રે લોલ.

ગ્હને એટલું-ઓ! એટલું કહો કથી રે લોલ.
દીઠું અદીઠું હો સન્ત! કાં થતું નથી રે લોલ!



## ૭૭, વનના બોલ

બોલે-બોલે છે ગિરિઓમાં મોર,
ઢેલડ ટહૂકો કરે;
મ્હારે અન્તર ઉછળે અંકોર,
જીવન ઝોલે મ્હડે.

નથી જીવનનો બોલ જયા ! એ,
નથી ટહૂકો એ આત્મનનો,
નથી ઉરઝરણાં, એ ભ્રમરમણાઃ
એ ઘોર ધ્વનિ કંઇ વનવનનો.

બોલે-બોલે છે શિખરોમા દેવ,
દેવીઓ હાસ્યે હસે,
મ્હારા આયુષ્યનો અવશેષ
શિખરે ને વગડે વસે.

નથી જગતનો મન્ત્ર જયા ! એ,
નથી ન્હોતરૂં એ અમરોનું;
નથી પ્રભુપ્રેરણા, એ સહુ ભ્રમણા.
એ ઇન્દ્રજાળ કંઈ અસુરોનુ.

બોલે-બોલે છે ગિરિઓમા મોર,
ઢેલડ ટહૂકા કરે;
મ્હારે અન્તર ઉછળે અંકોર,
જીવન ઝોલે મ્હડે.

❧

## ૭૮, હો યોગીન્દ્ર!



અહો! દૂર દૂર દૂરના દરવેશ! હો યોગીન્દ્ર!
આપો દેવના યે દેવના સન્દેશ, હો યોગીન્દ્ર!

અહો! દુ:ખિયાંને એક દેવબોલ, હો યોગીન્દ્ર!
આપો માનવીને એક બ્રહ્મકોલ, હો યોગીન્દ્ર!

અહો! અધૂરાં પૂરાય એવી આશ, હો યોગીન્દ્ર!
આપો અન્ધારાં ઉજાળે એ ઉજાસ, હો યોગીન્દ્ર!

અહો! સદન સદન પુણ્યના સુવાસ, હો યોગીન્દ્ર!
આપો પ્રાણ પ્રાણ પ્રભુજીના વાસ, હો યોગીન્દ્ર!



## ૭૯, જગતની જાહ્નવી

ઘૂમે ઘૂમે ને ઘેલી વહે,
ને કોઇ ન્હોતી અખંડ ને અનન્ત રે !
જાહ્નવી જગની ઘૂમે રે !

પાણી ભર્યાં છે પુણ્યનાં,
ને મંહી ઝીલે સુહાગીયાં સન્ત રે !
જાહ્નવી જગની ઘૂમે રે !

સગરકુમારોને તારિયાં,
ને એમ તારશે માનવજાત રે !
જાહ્નવી જગની ઘૂમે રે !

બ્રહ્માંડે ભર્યાં બ્રહ્મનાં અમી,
સાધો ! માણજો મહીં દિનરાત રે !
જાહ્નવી જગની ઘૂમે રે !

❧

## ૮૦, બ્રહ્મબંસરી

પરમ શબ્દ એ સુણો,
હો ! પરમ શબ્દ એ સુણો,
બોલે બ્રહ્માંડે બ્રહ્મબંસરી / તણોઃ
રટે આનન્દ આનન્દ સ્થૂલસૂક્ષ્મનાં કણો,
પરમ શબ્દ એ સુણો.

એ શબ્દ કો ગહન આત્મિક વાણુ બોલે,
એ શબ્દ વીંધી ત્રણ લોક અપાર ડોલે.

મન્દ મન્દ જેમ ફોરે મધુર ફૂલડાં, સખિ !
ચન્દ્ર ચન્દ્ર જેમ વહે અમૃતચન્દ્રિકા, સખિ !
એવી ધીરી
એવી ધીરી ઓ અધીરી ! બજે ( બ્રહ્મબંસરીઃ
પરમ શબ્દ એ સુણો.

માની મહાસમય માનવ ભાગ્યનો, હો !
કલ્યાણમંગળ ભણે સુરમંડળીઓ.

ગાજે દેવતાનાં દુંદુભિ આનન્દનાં,
ગીત નન્દનનાં નન્દિની ને નન્દનાંઃ

ઉડે પડઘો અનન્તતાની ઝાડીમાં ઘણો,
ઝીણી તારલીનાં કિરણું સરિખડો ઝીણો ઝીણોઃ
પરમ શબ્દ એ સુણો.

  

# અનુક્રમ



પ્રેમભક્તિ-ગ્રંથમાળા

# ન્હાના ન્હાના રાસ

ભાગ ૨ જો

---

ન્હાનાલાલ દલપતરામ કવિ

## પ્રેમભક્તિ-ગ્રન્થમાલાનાં
## નવીન ગ્રન્થો અને આવૃત્તિઓ

પ્રથમાવૃત્તિની સાલ

૧૭, શકુન્તલાનું સંભારણું, (૨જી આવૃત્તિ) ૧૯૨૬
૧૮, કુરુક્ષેત્ર: પ્રથમ કાંડ, યુગપલટો: (ત્રીજી આવૃત્તિ) ૧૯૨૭
૧૯, કુરુક્ષેત્ર: દ્વાદશ કાંડ, મહાસુદર્શન, (૨જી આવૃત્તિ) ૧૯૨૭
૨૦, ઉદ્‌બોધન ૧૯૨૭
૨૧, અર્ધશતાબ્દિના અનુભવબોલ ૧૯૨૭
૨૨, સંસારમન્થન, (૨જી આવૃત્તિ) ૧૯૨૭
૨૩, વિશ્વગીતા (૨જી આવૃત્તિ) ૧૯૨૭
૨૪, ઇન્દુકુમાર, અંક ૨ જો ૧૯૨૭
૨૫, ન્હાના ન્હાના રાસ, ભાગ ૨જો (૨જી આવૃત્તિ) ૧૯૨૮
૨૬, ગીતમંજરી ૧૯૨૮
૨૭, જહાંગીર-નૂરજહાન ૧૯૨૮
૨૮, કુરુક્ષેત્ર : ચતુર્થ કાંડ, ચોઘપર્વણી ૧૯૨૮
પંચમ કાંડ, અનિરૂદ્ધ ૧૯૨૮

### ૧૯૨૯માં છપાશે

| પ્રથમાવૃત્તિ | નવીન આવૃત્તિઓ |
|---|---|
| ૧, ઇન્દુકુમાર, અંક ૩ જો | પ્રેમકુંજ |
| ૨, શાહાનશાહ અકબરશાહ | રાજર્ષિ ભરત |
| ૩, પાંચ ઉપનિષદો | મેઘદૂત |
| ૪, સંબોધન | ઉદ્‌બોધન |
| ૫, ધર્મમન્થન | |
| ૬, કુરુક્ષેત્ર : તૃતીય કાંડ : નિર્ધાર | |
| દ્વિતીય કાંડ : હસ્તિનાપુરના નિર્ઘોષ | |

# પ્રેમભક્તિ–ગ્રન્થમાલા

| | પ્રથમ આવૃત્તિની સાલ |
|---|---|
| ૧, કેટલાંક કાવ્યો, ભાગ ૧ લો (૨જી આવૃત્તિ) | ૧૯૦૩ |
| ૨, રાજ્યસૂત્રોની કાવ્યત્રિપુટી | ૧૯૦૩–૦૫–૧૧ |
| ૩, વસન્તોત્સવ ( ૩ જી આવૃત્તિ ) | ૧૯૦૫ |
| ૪, કેટલાંક કાવ્યો, ભાગ ૨ જો ( ૨જી આવૃત્તિ ) | ૧૯૦૮ |
| ૫, ઇન્દુકુમાર, અંક ૧ લો ( ૩ જી આવૃત્તિ ) | ૧૯૦૯ |
| ૬, ન્હાના ન્હાના રાસ,ભાગ ૧લો ( ૬ઠ્ઠી આવૃત્તિ) | ૧૯૧૦ |
| ૭, શ્રીમદ્ ભગવદ્‌ગીતા, સમશ્લોકી (૨જી આવૃત્તિ) | ૧૯૧૦ |
| ૮, જયા-જયન્ત ( ૪ થી આવૃત્તિ ) | ૧૯૧૪ |
| ૯, મેઘદૂત-સમશ્લોકી ( ૨ જી આવૃત્તિ ) | ૧૯૧૭ |
| ૧૦, ઉષા ( ૪ થી આવૃત્તિ ) | ૧૯૧૮ |
| ૧૧, ચિત્રદર્શનો | ૧૯૨૧ |
| ૧૨, રાજર્ષિ ભરત | ૧૯૨૨ |
| ૧૩, પ્રેમકુંજ | ૧૯૨૨ |
| ૧૪, પ્રેમભક્તિ–ભજનાવલિ | ૧૯૨૪ |
| ૧૫, સાહિત્યમન્થન | ૧૯૨૪ |
| ૧૬, વૈષ્ણવી ષોડશ ગ્રન્થો, સમશ્લોકી | ૧૯૨૫ |

પ્રેમભક્તિ-ગ્રન્થમાળા

# ન્હાના ન્હાના રાસ

ભાગ ૨ જો

ન્હાનાલાલ દલપતરામ કવિ

વિ. સં. ૧૯૮૫ સવા ઈ. સ. ૧૯૨૯

કીંમત [illegible] રૂપીઓ

પ્રકાશક : ન્હાનાલાલ દલપતરામ કવિ,
ભદ્ર, અમદાવાદ, નં. ૧

આવૃત્તિ ૧ લી        ૧૯૨૮   પ્રત ૨૦૦૦
આવૃત્તિ ૨ જી        ૧૯૨૯   પ્રત ૧૫૦૦



મુદ્રક :
કેશવ હ. શેઠ
ખડાયતા મુદ્રણકલા મન્દિર, ચાર રસ્તા, અમદાવાદ

શતદલ પદ્મમાં પોઢેલો

હો ! પરિમલ દાખવો હોય જો દીઠેલો. ધ્રુવ.

શોધ્યાં સરોવર, શોધી ફૂલવાડીઓ,

શોધી રસકુંજ જ્હાં રમેલો,

શોધી આયુષ્યની મ્હોરી અમરાઈઓઃ

દીઠો ન દુનિયાફેરેલો

હો ! પરિમલ દાખવો હોય જો દીઠેલો.

ફૂલડે ફૂલડે વસન્ત શો વમેલો,
પાંખડી પાંખડી પૂરેલો;
ભ્રમર ભ્રમર કીધ સંગીતસોહામણો,
પંખીડે પંખીડે પઢેલોઃ
હો! પરિમલ દાખવો હોય જો દીઠેલો.

અડધેરી પાંદડીઓ વીંધતામાં વેરી, ને
આસવ ઢોળીઓ અમોલો;
હૈયાના ધૂપ સમો ઉડતો બતાવો કોઈ
જીવનપરાગ જગતઘેલોઃ
હો! પરિમલ દાખવો હોય જો દીઠેલો.

શતદલ પદ્મમાં પોઢેલો
હો! પરિમલ દાખવો હોય જો દીઠેલો.

વિ. સં. ૧૯૮૩

---

# પ્રસ્તાવના



ન્હાના ન્હાના રાસની પહેલી આવૃત્તિ ૧૯૧૦માં છપાઈ હતી. ત્હેમાં ૫૦ રાસ હતા. એની બીજી આવૃત્તિ ૧૯૨૮ માં છપાઈ છે, ત્હેમાં ૮૦ રાસ છે. એવા જ સંગ્રહનો આ બીજો ભાગ: આમાં ૫૨ રાસ છે. પહેલા સંગ્રહનાં કારણો, એ આ બીજા સંગ્રહનાં પણ કારણો; અને એ સંગ્રહમાંના લોકસિદ્ધ જૂના ઢાળ જેવા આ સંગ્રહમાંના પણ લોકગત જૂના ઢાળ છે. આ સંગ્રહમાં રાસનો અનુક્રમ ઋતુવારી રીતનો છે, એ તો સ્હેજે જણાશે.

નવયુગની આપણી રાસની ફૂલવાડી તો વસન્તમા ફૂલડાં પ્રફુલ્લે એવી આજ પ્રફુલી રહી છે. આપણા નવયુગના સુન્દરીગર્ધે નવગુર્જરાતની ગરબડીઓ હૈયાની અજલિએ ઝીલી છે. વસન્તોત્સવને ને શરદુત્સવને આજ સજીવિની છટાઇ છે. મેનાઓનાં વન મુંગાં હોય તો સુંદરીઓના આજના સમારંભ રાસવિહોણા હોય. વસન્ત બેસે ને અમરાઇએ અમરાઇએ કોયલો ટહુકે એવો નવયુવતિકંઠ આપણી કુંજેકુંજે ટહુકી રહ્યો છે. આપણી નવકવિના ઝીલવામાં નવગુર્જરાતણ પાછળ પડી નથી. ગુર્જરાતભર ઉપર નવરસિકાની રસછોળ છલકાઈ રહી છે. રસાત્માઓ એ તેજનિર્મળ જીવનકવિતાને **रसो वै सः** ની રસપૂજા માને છે, ઝીલે છે, આનન્દે છે. ૧૮૯૮ નું વસન્તોત્સવનું ’મ્હારૂં સ્વપ્નું’ ૧૯૨૪ થી તો આનન્દની આંખડલીએ સાત પ્રત્યક્ષ નિહાળું છુ.

ગુર્જરાતના રાસ એ ગુર્જરાતનાં સર્વોત્તમ Lyrics છે. પણ ચાલીસેક વર્ષ ઉપર ગુર્જરમાગુર્ગતાની એક નાવડી ભૂલી પડી, ને Lyreવિહોણી કાવ્યદિશામાં Lyrics શોધવા રમણે ચ્હડી. શેરીએ ગેરીએ, આપણા સંસારને ચોકે ચોકે, નગરનગરે દયારામનાં મીરાંનાં નરસિંહનાં ગઝેનાં ગનાનાં મીરાંનાં દલપતનાં નર્મદનાં Lyrics કોકિલકંઠી ગુર્જરાતણો ત્હારે ટહુકતી એમને વિમારીને–અવગણીને ગેય નહિ ત્હેમને ’ સંગીતકાવ્ય ’ કહ્યાં. આજ એ પલટાઇ ગયું છે; આજ એ ભ્રમ ભાગી છે. આજના ગુર્જરાતનુ રસગોન આપણાં Lyricsનાં સગીતકવિતનો સાચો કલામહિમા સ્હમજે છે ને ઉપાસે છે. આજનો કોક જ નરરંગિલો કે નરરંગિલા હશે, જેણે

રાસ નહિ ગાયા હોય. ગુજરાતે જાણી લીધું છે કે ગુજરાતનાં Lyrics જગતના Lyrical સાહિત્યમાં અનોખાં છે. રાસ એ ગુજરાતની કાવ્યવિશેષતા છે. આપણી રાસપ્રથા સમી રસપ્રથા ભારતમાંની કે જગતમાંની કેઇ કેઇ સંસ્કારમોહામણી મહાપ્રજાઓ આજે માણે છે, એ તો રવીન્દ્ર ટાગોર સમા કોક કાવ્યરસિક જગતપ્રવાસીને પૂછ્યે જણાય. રાસ એ ગુજરાતનો શ્રી કૃષ્ણદીવો રસવારસો છે.

ગુજરાતણ કવિતામૂર્તિ સમી કેમ છે? કારણ કે ગુજરાતણ ગુજરાતનાં હૈયાંફૂલ સમાં એ Lyrics–એ રસગીતો ચરતી ઉછરે છે. શેરડી ચરે એ ગાયનાં દૂધ ઔર માધુર્યવન્તાં હોય. ગુજરાતણ જેટલી કવિતા કોક જ દેશનું સુન્દરીવૃન્દ ચરતું હશે. ગુજરાતણ કવિતા ચરતી ઉછરે છે, માટે ગુજરાતણ કાવ્યમૂર્તિ છે.

અને ગુજરાતણ એટલે માત્ર હિન્દુ નાર એમ સ્હમજવાની ભૂલ હું તો નથી કરતો, ને પાઠક ! ત્હમે યે મા કરશો. ગુજરાતણ એટલે હિન્દુ પારસી ઈસ્લામી ખ્રીસ્તી–આપણું સૌ નારીકુલઃ જેમની કુટુંબવેલ ગુજરાતી ભાષાનાં અમૃત પી ઉછરે છે તે.

હારશણગારની સુકુમારતામાં ઉત્કટ પરિમલ છે ને પ્રફુલ્લપાંખડી સૂર્યકમલની વિશાલતામાં સુકુમાર પરિમલ છે. જૂઇ જાઇ ચમેલી મોગરો ગુલાબ, સ્પર્શે ને સુગન્ધે, સુકોમળ પુષ્પો છેઃ ચંપાની ને કેવડાની, સુવર્ણકાન્તિ સમી, તીવ્ર વાસના છે. ગુજરાતના રાસસંગ્રહમાં એ ઉભયસુગન્ધની એવી વિધવિધતા છે. હૈયાને ડોલાવન્તી, આત્માને ઝુલાવન્તી, રસિકોની રસપાંખને પ્રેરણાજલ પાતી કવિતગીતદેવી-

એની જગતઅનોખી કલાપ્રસાદી આપણી રાસસમૃદ્ધિમા છે. એ સંગીત, એ કવિતા, એ પ્રેરણા નવગુજરાતણનાં હૈયાં આજ ઘડી રહ્યાં છે. ગુર્જર રસિકાઓની અક્ષયપાત્ર સમી અખૂટ રસિકતાને એ પોષે છે. ગુજરાતનાં Lyrical કાવ્યોનાં એ સંગીતકવિતામૃત પીતે ગુજરાતણનો આત્મા ઉછરે છે, માટે ગુજરાતણ કાવ્યમૂર્તિ છે.

ગુજરાતની કુંજેકુંજે ગાજતી રાસની રમઝટ ઉચ્ચારે છે કે ગુર્જરદેશે આજ નવવસન્ત બેઠી છેઃ નવકવિતાના આંબામ્હોર પ્રાશી-પ્રાશીને નવકોયલો આજ ટહુકા કરે છે. નગરનગરના નગરમન્દિરને ઝરુખે ઝરુખે ર્‌હેં તો એમને નવવસન્તરાસ ઝીલતી–ઝીલાવતી સાંભળી છે. એ કોકિલન્તીઓના આત્માના સૌ પુણ્યકોડ શ્રીહરિ સદા પૂર્ણે !

ચૈત્રી પડવા,<br>વિ. સં. ૧૯૮૪ } ન્હાનાલાલ દલપતરામ કવિ

# અણમોલ ફૂલડાં



ફૂલડાં ઉગ્યાં અણમોલ ચાંદલિયાની ડાળખીએ રે:
એવા કંઇ રમના બોલ ઉગે મ્હારી આંખડીએ રે.

ચાંદણીઓ વેરી ચન્દ્ર ચાલે રે
ઠમક ઠમક ઠમકન્ત;
વેરૂં હું એવી તેજપગલીઓ
મારગડે મલકન્ત :
ચાંદલિયાની ડાંખળીએ રે.

એથ ઓઢી મેઘઓઢણી રે,
ચન્દની ચણિયાને ઘેર:
ચન્દ્રકલા આ કલા કરી ચમકે;
કરૂં હું કલા એ પેર :
ચાંદલિયાની ડાંખળીએ રે.

કિરણો રંગે અલમેલડી રે
અલકલટો ચન્દ્રભાગ્ય,
એ મ્હેંગો મ્હારો અંજન છાનો
અંબોડલાનો સોહાગ
ચાંદલિયાની ડાખળીએ રે

રૂપનો સાગર ડોલતો રે
ચન્દ્રી ઝીલે એ જૂવાળ;
કોઇ ભરી એની રૂપ કુમારી
દેવસુધાનો થાળ :
ચાંદલિયાની ડાખળીએ રે

ફૂલડાં ઉગ્યાં અણમોલ ચાંદલિયાની ડાખળીએ રે;
એના અમૃતના ભાવ ઉગે મ્હારી આંખડીએ રે.



## આત્મદેવ

ઓ આત્મદેવ !
આવો, હો ! આવી વસન્ત આ.
દેવરંગી ફૂલ ઉગ્યાં અવનીમાં, આભમાં;
ફૂલડાં ઉગાડો મુજ ભાલમાં:
ઓ આત્મદેવ ! વિ.
મ્હેક મ્હેક મ્હેકે નવવાસના વિશ્વની:
મ્હેકે સુગન્ધો અંગરંગમાં.
ઓ આત્મદેવ ! વિ.
વનનાં ઉંડાણ ભરી બોલે છે કોકિલા;
બોલી કોયલ ઉરઆભમાં:
ઓ આત્મદેવ ! વિ.
ચન્દનચોક ઢળે તેજ કેરી વાદળી;
તેજ એ ઢોળાય પ્રાણચોકમાં:
ઓ આત્મદેવ ! વિ.
રમતી વસન્ત આજ વિશ્વકેરી વાડીએ:
રમો મ્હારી આંખના ઉદ્યાનમાં:
ઓ આત્મદેવ ! આવો, હો આવી વસન્ત આ.

❦

## આભનાં કુંકુમ



અહો ! આજ કુંકુમ ઢોળાયેલ આભમાં.
ઉગ્યાં સૃષ્ટિનાં સૌભાગ્ય !
રૂડા સૂર્યના સોહાગ !
આજ કુંકુમ ઢોળાયેલ આભમાં.

અહો ! આજ પૂર્વની અસરો ઉડે વિશ્વમાં;
થાય જગત ઝળક ઝળક,
જાણે પ્રભાતી ભળક !
આજ કુંકુમ ઢોળાયેલ આભમાં.

અહો ! આજ તેજના ફુવારા ફૂટે ફાગના;
ઉડે ગૈર એ અનન્ત,
વન્દે સન્ત ને મહન્ત:
આજ કુંકુમ ઢોળાયેલ આભમાં.



# આભને આરે ચાંદલો



આભને આરે ચાંદલો, હો નણદલ નેણુમીંડડાં!
કાંઇ રસનો ઉગ્યો રસરાજ;
        હો નણદલ! નિરખો એ ચન્દ નેણુમીંડડા!

ચોકમાં ચન્દની ઢોળાણી, હો નણદલ નેણુમીંડડાં!
કાંઇ આવો એ ઝીલવાને કાજ:
        હો નણદલ! નિરખો એ ચન્દ નેણુમીંડડા!

પીગ ત્હમાગ વેગળા, હો નણદલ નેણુમીંડડાં!
જાણે આકાશઆરાના ચન્દ:
        હો નણદલ! નિરખો એ ચન્દ નેણુમીંડડા.

વીંધી આધેરી વાટડી, હો નણદલ નેણુમીંડડાં!
ઉરે બોલે એના પડછન્દ;
        હો નણદલ! નિરખો એ ચન્દ નેણુમીંડડા.

ઝાંખી-ઝાંખીને થાકી ગઇ, હો નણદલ નેણુમીંડડાં!
એ તો હૈયે-સકારે, ત્હોયે દૂર:
        હો નણદલ! નિરખો એ ચન્દ નેણુમીંડડા.

અંગ અડકે, ના ઝલાય એ હો નણદલ નેણુમીંડડાં!
એવાં પ્રીતમની ચન્દનીનાં પૂર,
એવા વ્હાલમની વાંસળીના સૂર;
        હો નણદલ! નિરખો એ ચન્દ નેણુમીંડડા.

આજ તો મ્હારા પોયણાં, હો નણદલ નેણભીડાં!
રાતે ઉઘડે ને દિવસે એ શાન્ત;
    હો નણદલ! નિરખો એ ચન્દ નેણભીડા.

ઝીલું એ ચન્દ્રની ચન્દની, હો નણદલ નેણભીડાં!
મ્હારા ઉરની અગાસીને એકાન્ત;
    હો નણદલ! નિરખો એ ચન્દ નેણભીડા.

વીરા ત્હમારા વેગળા, હો નણદલ નેણભીડાં!
મીઠી મોહિની વરસે મહારાજ;
    હો નણદલ! નિરખો એ ચન્દ નેણભીડા.

હૈયાના ચોકમાં ચન્દની, હો નણદલ નેણભીડાં!
કાંઇ આવો એ ઝીલવાને કાજ;
    હો નણદલ! નિરખો એ ચન્દ નેણભીડા.



## આયુષ્નાં પર્વ



આજ આયુષ્નાં પર્વ,
આજ આયુષ્નાં પર્વ,
હૈયાં વરસે છે હૃદયદેવનાં.

આજ આત્માનાં પર્વ,
આજ આત્માનાં પર્વ,
આત્મા વરસે છે આત્મદેવના.

ઘન વરસે જલધાર, ને તરુવર વરસે ફૂલ;
રવિ વરસે કિરણાવલિ:
અમે વરસીએ આત્મ આ અમૂલ:
હો સુહાગિયાં! આજે ઉત્સવ આત્મસંધનો.

આજ આત્માનાં પર્વ,
આજ આત્માનાં પર્વ,
આત્મા વરસે છે આત્મદેવના.



## આષાઢી વાદળી



વીજે ભરી, રે હો ! વીજે ભરી,
આ આષાઢી વાદળી વીજે ભરી

ચોમેર ચમકે છ દૃષ્ટિની દામિની
આંખડીની આશ એ શું ચારૂ ચીતરી !
આ આષાઢી વાદળી વીજે ભરી.

કુંકુમથાળ લેઈ આવી સોહાગણ;
સોહાગકિરણોની ઝરમર ઝરી:
આ આષાઢી વાદળી વીજે ભરી

મ્હાલે મંહીં નીર ગંભીર મેઘના;
મેઘલી એ ગત જાણે ચન્દ્રનીતરી
આ આષાઢી વાદળી વીજે ભરી.

ઓઢી રૂપચુન્દડી રમની ગઢિયાળી
રૂપના સાગરિયાની એ સુન્દરી
આ આષાઢી વાદળી વીજે ભરી.

દૈયાની વેલને અમીનાં ફૂલ ઉગિયાં.
ઉરની રમ્યમૂર્તિ શું આભ ઉતરી !
આ આષાઢી વાદળી વીજે ભરી.

## કદંબનાં ફૂલ



હું તો ગઈ'તી કદમ્બના ઝાડે કદમ્બના ફૂલ લેવા,
હું શું જાણું કે આવ પછવાડે કદંબના ફૂલ લેવા?

હું તો વગડાની વાટે ચાલી કદંબના ફૂલ લેવા,
એહ આવ્યા જાણે વને વનમાળી કદંબના ફૂલ લેવા.

મ્હેં તો મુખડે એને ઝાંખ્યું કદબના ફૂલ લેવા;
એણે નેણુંલેથી નેણુબાણુ નાખ્યું કદબના ફૂલ લેવા.

મ્હેં તો લીધો એ કુંજનો કેડો કદંબના ફૂલ લેવા,
એણે ઝાલ્યો મ્હારો પાલવછેડો કદંબના ફૂલ લેવા.

હું તો ગઈતી યમુને ઢાળે કદબના ફૂલ લેવા,
એહ આવ્યા મ્હારી દેહની ડાળે કદંબનાં ફૂલ લેવા



## કાશ્મીરી શાલ



તો ઓટ-ઓટુ ને મરી જાય રે
મ્હારી કાશ્મીરી શાલ,
મ્હારે હૈયે ટાઢુ એવી બતાવ સખિ રે !
કોઇ નાજનણુ શાલ નુવ

ધરી ઝોળી એક યોગીરાજ આવિયા રે લોલ
મેં તો છાની પગ પ્રન્નણા પડાવિયા રે લોલ
મેરા ભિક્ષામન્ત્ર મન્ત્ર જણાવિયા રે લાલ,
પછી ઓઢવા ખરીદી આ ન્માન

મ્હારી કમ્મીરી શાલ

મ્હારું હૈયું ભરાયું અને વાધતુ રે લોલ
મ્હારી ચાળી ઝેગ બન્વનો હગરતુ રે લોલ
મ્હારા ગાજુડાનુ પોન તો આછું હતુ રે લોલ
પછી ઓઢવા ખરીદ આ નિશાલ

મ્હારી કમ્મીરી શાલ

મ્હારે હૈયે બ્હેન! ધાગ ન આવી રહે રે લોલ;
મ્હારી લાજ કેરાં ચીર તે લેતી વહે રે લોલ;
રખે! ઉરલેખ લોક કો વાંચી લહે રે લોલ;
મ્હને ગૂંથી આપ, ગજવણુ ભાત!
એક અદ્ભુત શાલ.

મ્હારૂં હૃદય ઢાંકું એવી બનાવ, સખિ રે!
કોઈ લાજવણુ શાલ.



## કાળની ખંજરી



કાળની ખંજરીના ઝણકાર
ઝીલજો, ભવરણના રમનાર!

રજની આથમે, દિવસ ઉગે છે,
દિશા ઉઘાડે બાર:
યુગ ઉતરે, નવયુગ બેસે આ;
એના મહાઉચ્ચાર–
વીરના એવા ધનુટંકાર
ઝીલજો, ભવરણના રમનાર!

શીંગી વાગી, શંખ પૂર્યા,
દુંદુભી દે છે વિધિકાલ;
અવનીઉરમા, ગગનગુફામા
ગાજે યુગના બોલ:
મતઆરીના એ ઝણકાર
ઝીલજો, ભવરણના રમનાર!

૨૮ નોતર્યાં, જોગણી નોતરી,
નોતરિયા યમદેવ,
ભાગ્યમોય ગોલે છ આજે
કામપુરુષ નયમેવ:
ઝીલજો, ભવરણના રમનાર!
કાળની ખંજરીના ઝણકાર.
કાળની ખંજરીના ઝણકાર
ઝીલજો, ભવરણના રમનાર!



## જરા થોભ



ચન્દ્ર! જરા જતાં-જતાં તો બાપુ! થોભ.
વીર! ફૂલડે વધાવું,
મ્હારે હઇડે હુલાવું:
જરા જતાં-જતાં તો બાપુ! થોભ.

આવ, આંખડીમાં ચન્દ્ર! મૂકી રાખું;
મ્હારા માથાનો મુગટ કરી આંખું;
મ્હારા મન્દિરના દેવ સ્થાપી પૂજું-પૂજાવું, હો ચન્દ્રજી!
વીર! ફૂલડે વધાવું,
મ્હારે હઇડે હુલાવું,
જરા જતાં-જતાં તો બાપુ! થોભ.

રસગાન અધૂરાં કો રહી જશે;
કંઇ-કંઇની બેલડીઓ યે તરશે;
પ્રાણ વારું, પાનવડો પ્રગારું, ઉભા રહો, હો ચન્દ્રજી!
વીર! ફૂલડે વધાવું,
મ્હારે હઇડે હુલાવું,
જરા જતાં-જતાં તો બાપુ! થોભ.

ચન્દ્ર! જરા ગાયું-ખાધું તો બાપુ! થોભ.



## જાવા દો જોગીરાજ!



જાવા દો, જોગીરાજ! અળગા રહો, નાથજી!
આમ શું માયા લગાડો રે?
મસ્તીને કાંડે કે નેનની મરકીમા–
કયાં તમ કુલરોપ રોપશો રે?
જાવા દો જોગીરાજ!

ભેખ ધુમાવશો ને મુદડી સજાવશો,
જનોને રંજ તો મહકાવશો રે
હું તો છું બાપુડી ને આપ દેવદેવ!
આખરથી રાજ! મા નચાવશો રે
જાવા દો જોગીરાજ!



## ટહુકો



વેગળી વસન્તના મોંઘા આલાપ
મોંઘા આલાપ, લોલ ઉરના વિલાપઃ
વેગળી વસન્તના મોંઘા આલાપ.

સરિતાની કુંજ મંજુ ટહૌકાની રેલમાં
ઝૂકી, ઝૂકયાં કો ચતુરનાં ચાપઃ
વેગળી વસન્તના મોંઘા આલાપ.

ધીમી ધીમી મ્હારી કોકિલા રડે છે;
માનવી સુણે છે દિલના કલાપઃ
વેગળી વસન્તના મોંઘા આલાપ.



# ડોલતા ડુંગર.



.... રાતના ડુંગર ડોલે રે:
જગમાં અન્ધારાં ઢોળે:
        સોહાગી રાજ!
        ડુંગર ડોલે ને મ્હારાં હૈયાં ડોલે રે.

મેઘલી સ્હાંજ શા ડુંગર ડોલે રે:
મુંગા રે મોરલા બોલે:
        સોહાગી રાજ!
        ડુંગર ડોલે ને મ્હારાં હૈયાં ડોલે રે.

જુગજુગના જોગી જેવા ડુંગર ડોલે રે:
અનન્તા આડીઓને ઓલે:
        સોહાગી રાજ!
        ડુંગર ડોલે ને મ્હારાં  યાં ડોલે રે.

ગની ફીકી ગમા) ડુંગર ડોલે રે:
વિશ્વ રમે એક દષ્ટિછોળે:
        સોહાગી રાજ!
        ડુંગર ડોલે ને મ્હારાં હૈયાં ડોલે રે.

બ્રહ્માના પદ્મ પેરે ડુંગર ડોલે રે;
આતમ ડોલે એ હિંડોલે:
સોહાગી રાજ !
ડુંગર ડોલે ને મ્હારાં હૈયાં ડોલે રે.

અમ્મર આયુષ્યના ડુંગર ડોલે રે;
ડોલે ભૂગોલ ને ખગોલે:
સોહાગી રાજ !
ડુંગર ડોલે ને મ્હારાં હૈયાં ડોલે રે.



## તમીસ્રા



નમે આભમાં અન્ધાર, રમે વીજના ચમકાર,
 જળની ઝડીઓ પડે પૂરમાં, હો બ્હેન!
દમે હૈયાના ભાર, ઝમે નયણાંની ધાર,
 વ્હાલાની વાત જાગે ઉરમા, હો બ્હેન!

ચ્હડી અટારી આખને જૂવે જીવ એ પન્થ;
ઢળે તિમિરનાં ઝાપટાં,
 મ'હી ઘેરાણા કોડીલા કન્થ, હો બ્હેન!
 જળની ઝડીઓ પડે પૂરમાં, હો બ્હેન!

 કાળાં કાજળનાં વાદળાં, હો બ્હેન!
 કાળો કાળો વરસાદ,
 મહાજગત બીજે એ કાજળજળે, હો બ્હેન!

યુગયુગ કેરી વાત, પ્રલય તણાં પાણી પડે,
મ'હી ડુબ્યાં દિવસ ને રાત,
 એક આંગળ ઉંચો મેરુ ચો

એવા વરસે અન્ધાર, ઝીણા વીજના ચમકાર,
જળની ઝડીઓ પડે પૂરમા, હો બ્હેન !
દમે હૈયાના ભાર, ઝમે નયણાની ધાર,
વ્હાલાની વાત જાગે ઉરમા, હો બ્હેન !

અન્ધારી રજની ને આસુના પૂર,
ઉડુ આકાશ અને આછેરા ઉર

કહે, સખિ ! કેમ કરી ઉતરૂ ?
વ્હાલાજી રાહ વીસરેલ
સાખ્યુ સૂકાને ભાગી પડયુ
હોડી ઉભી જળરેલ,
મ્હારી હોડી ઉભી જળરેલ



## નન્દિની



ખમ્મા મ્હારી નન્દિની ! રે નન્દિની !
કુંળું ત્હારૂં હૈયું સંભાળ એક, નન્દિની !
ખમ્મા મ્હારી નન્દિની ! રે નન્દિની !

ખેલતાં શું કાંટા વાગ્યા ? બાપુ નન્દિની !
કેવડાને ક્યારે જતી ન, બ્હેન નન્દિની !
મોગરાના મૂકજે કિરીટ શિરે, નન્દિની !
ખમ્મા મ્હારી નન્દિની ! રે નન્દિની !

ઉડતાં કો તેજ શું વાગ્યાં ? બાપુ નન્દિની !
વીજળીને ઝાલવા જતી ન, બ્હેન નન્દિની !
ચન્દ્રિકામાં ઝીલજે ઝીલાય તેમ, નન્દિની !
ખમ્મા મ્હારી નન્દિની ! રે નન્દિની !

કોકિલાની કેલિ વાગી શું ? બાપુ નન્દિની !
પુષ્પના શું વાગ્યા પરાગ ? બ્હેન નન્દિની !
વ્હાલશેલી વાટમાં વસન્ત વાગી ? નન્દિની !
વેણુ ? કે કો વાગી સુહાગી રાજઆંખડી ?
ખમ્મા મ્હારી નન્દિની ! રે હો નન્દિની !



# નીર ડોલે



નીર ડોલે, નીર ડોલે, સૃજનનાં નીર ડોલે રે;
નીર ડોલે, નીર ડોલે, પ્રલયનાં નીર ડોલે રે. ધ્રુવ.

નેહે જગમાત કેરી આંખડી રે ડોલે;
ડોલે હરિ લક્ષ્મીજીને ખોળે:
સૃજનનાં નીર ડોલે રે.

શેષ કેરા મણિ ડોલે, સાગરતરંગ ડોલે;
ડોલે બ્રહ્મા પદ્મને હિન્ડોલે:
સૃજનનાં નીર ડોલે રે.

નિરખી જગનાથ કેરાં હઇડાં હરી રહ્યાં;
મૂક્યું નૃત્ય તે દિને ઝૂલોલે:
સૃજનનાં નીર ડોલે રે.

નીર ડોલે, નીર ડોલે, પ્રલયનાં નીર ડોલે રે.



## નેણલનાં મહેમાન



આભમાં ઉગતી કલાનો ચન્દ્ર ઉગ્યો,
કે ચન્દની શું મટકાં ભરે રે લોલ;
જાણે કોઇ બ્રહ્મપુરનો રમનારો
આગમની વાતું કરે રે લોલ.
ન્હાળ્યા—ન્હાળ્યા પાંપણુને પલકારે,
ત્ય્હાં દેવ શા ઉડી જશો રે લોલ;
એવા મ્હારા આતમનાં મહેમાન!
કે ક્ય્હારે પાછા આવશો રે લોલ?

મીઠડા મધુરસ ટહુકે મોરા,
કે વીજળી ઝમકે ઝીણી રે લોલ;
જાણે કોઇ સ્નેહભૂખી મીટડી મટકે,
પ્રચંડ ને હૈયાભીણી રે લોલ.
દીઠડી—ન દીઠડી ત્ય્હાં વીજ એ હુલિરામી,
કે ઝીણીઓની કુંજથી રે લોલ:

એવાં મ્હારાં મનડાનાં મહેમાન
કે આજ અહિંયા નથી રે લોલ.

લીલી-રંગલીલૂડી વગડાની વાટે
કે ઘોડીલા રૂમે-ઝૂમે રે લોલ,
પનિહારી પાણી ભરે પાણીઘાટે,
કે નેણલાં નાચે-રમે રે લોલ.
આદર્યાં—ન આદર્યાં અનન્તના સન્દેશા,
ત્ય્હાં આથમ્યા એ ઓરતા રે લોલ,
એવાં મ્હારાં નેણલના મહેમાન !
કે નિત્યના છે ન્હોતરાં રે લોલ.



## ન્હોતરાં



કે આભમાં ચમકે પુનમચન્દ્રમા રે,
કે એહવો ચમકે ઉરનો ચન્દ:
સલૂણા
દિલના દેવને ન્હોતરાં રે.

કે ચોકમાં ઉછળે ચન્દ્રની ચન્દની રે;
કે એહવો ઉછળે ઉર આનંદ:
સલૂણા
દિલના દેવને ન્હોતરાં રે.

કે કુંજમાં કોયલડી ટહુકા ઝરે રે;
કે મોરલો બોલે મનને મ્હોલ:
સલૂણા
દિલના દેવને ન્હોતરાં રે.

કે પાદર પનિહારીઓ પડધા પૂરે રે;
કે ગામમાં ગાજે એ રસબોલ:
સલૂણા
દિલના દેવને ન્હોતરાં રે.

## ન્હોતરાં



કે આભમાં ચમકે પુનમચન્દ્રમા રે;
કે એહવો ચમકે ઉરનો ચન્દઃ
સલૂણા
દિલના દેવને ન્હોતરાં રે.

કે ચોકમાં ઉછળે ચન્દ્રની ચન્દની રે;
કે એહવો ઉછળે ઉર આનંદઃ
સલૂણા
દિલના દેવને ન્હોતરાં રે.

કે કુંજમાં કોયલડી ટહુકા ઝરે રે;
કે મોરલો બોલે મનને મ્હોલઃ
સલૂણા
દિલના દેવને ન્હોતરાં રે.

કે પાદર પનિહારીઓ પડઘા પૂરે રે;
કે ગામમાં ગાજે એ રસખોલઃ
સલૂણા
દિલના દેવને ન્હોતરાં રે.

કે વાડીએ ચૈતર ચપો મ્હોરિયો રે,
કે મ્હોર્યો વસન્તનો મુજ છોડ
સલૂણા
દિલના દેવને ન્હોતરાં રે.

કે ફૂલડે ફૂલડે પરિમલ જાગિયા રે;
કે જાગ્યા જીવનના કાંઇ કોડઃ
સલૂણા
દિલના દેવને ન્હોતરાં રે.

કે તારલા હરિની ઉતારે આરતી રે;
કે એવા આરતના મુજ ભાવઃ
સલૂણા
- દિલના દેવને ન્હોતરાં રે.

કે મ્હારી યે ઉગશે પુણ્યની પર્વણી રે;
કે આવજો ત્હારે મહૂલીએ, માવ!
સલૂણા
દિલના દેવને ન્હોતરાં રે.

❦

## પાણીડાં કેમ ભરીએ ?



સખિ ! આવે-આવે ને ઓસરે,
પાણીડાં કેમ ભરીએ ?
એવાં માહિષ્મતીનાં નીર,
પાણીડાં કેમ ભરીએ ?
સખિ ! છોળ ઉછળે બધુ ભીંજવી,
પાણીડાં કેમ ભરીએ ?
એને છાંટણે છંટાય મ્હારાં ચીર,
પાણીડાં કેમ ભરીએ ?

મ્હારે પાંચ-પાંચ તત્ત્વના માંડવા,
પાણીડાં કેમ ભરીએ ?
મ્હારે ત્રણ-ત્રણ ગુણની વેલ:
પાણીડાં કેમ ભરીએ ?
મ્હારે બુદ્ધિના બાગ ઉગાડવા,
પાણીડાં કેમ ભરીએ ?
મ્હારે ભરવી મંઆરિયાની હેલ,
પાણીડાં કેમ ભરીએ ?

સખિ ! નીર ઉછળે એ અનન્તના,
  પાણીડાં કેમ ભરીએ ?
એના ભરતી ને ઓટ છે અપાર,
  પાણીડાં કેમ ભરીએ ?
સખિ ! કાળના કૂવાને કાંઠે
  પાણીડાં કેમ ભરીએ ?
મહીં માડી દિશાઓના દોર
  પાણીડાં કેમ ભરીએ ?

જગપખાળા પખેરૂ પગવે,
  પાણીડાં કેમ ભરીએ ?
કોઈ ઉછળે નિસીમના સમીર,
  પાણીડાં કેમ ભરીએ ?
સખિ ! આવે-આવે ને ઉભરે,
  પાણીડાં કેમ ભરીએ ?
એવા આત્માની નદીઓના નીર;
  પાણીડાં કેમ ભરીએ ?



## પારકાં કેમ કીધાં ?



હરિ ! નેહને નેણલે ઝુલાવી
ને દેવનાં દાન દીધાં ;
પછી ભવને ભૂલામણે ભુલાવી
કે પારકાં કેમ કીધાં ?

હરિ ! ચન્દ્રમા શા રમકડે રમાડી
ને દેવનાં દાન દીધાં ;
પછી આત્માની જ્યોતને બુઝાવી
કે પારકાં કેમ કીધાં ?

હરિ ! પાંગરાવી આભને ય ભેદી,
ને દેવનાં દાન દીધાં ;
પછી આનન્દવેલડી ઉચ્છેદી
કે પારકાં કેમ કીધાં ?

હરિ ! અમૃતના ઓઘ ન્હોતા છેટા,
ને દેવનાં દાન દીધાં :
પછી ખારે ખારે સાગરે ઉશેટ્યાં,
કે પારકાં કેમ કીધાં ?

હરિ ! તારલાની ચુંદડી ઓઢાડી,
ને દેવનાં દાન દીધા ;
પછી અગ્નિની સેજમાં પોઢાડી
કે પારકા કેમ કીધા ?

હરિ ! પુણ્યનાં સોણલાં પમાડ્યા,
ને દેવનાં દાન દીધાં ;
પછી દુઃખપાપદવમા દઝાડ્યાં,
કે પારકાં કેમ કીધાં ?

હરિ ! અજવાળે અમને ઉછેર્યાં,
ને દેવનાં દાન દીધાં ?
પછી અન્ધારે શાને ઉશેટયાં ?
કે પારકાં કેમ કીધાં ?

હરિ ! હોમ્યાં હુતાશમાં શે ફૂલો ?
ને દેવનાં દાન દીધાં ;
એ તે આપ, કે બ્રહ્માજી ભૂલ્યો ?
કે પારકાં કેમ કીધાં ?



# પુનમની પગલીઓ



સખિ ! જોને ગગનને ગોખ રે પુનમની પાખડીઓ,
કોઈ નગર-નગરને ચોક પુનમની પાખડીઓ
સખિ ! સરોવરે પોયણાને ભાન રે પુનમની પાખડીઓ,
કોઇ તોરણે બાંધી ત્રિલોક પુનમની પાખડીઓ

અહો ! અમુલખ અવસર આજ રે પુનમના પડછન્દા,
સુણ સજનિ ! આ ચન્દ્રતીને છોળ પુનમના પડછન્દા
ત્હારી ઉડન્તી આંખડીને ભાન રે પુનમના પડછન્દા,
ત્હારા અંગઅંગ કેરે હિન્ડોળ પુનમના પડછન્દા

આ સરિતાની લહેરે લહેર રે પુનમની પાખડીઓ,
કોઇ સુન્દરી-સુન્દરીને દેહ પુનમની પાખડીઓ
વેરે પગનીએ પગલીએ પ્રાણ રે પુનમની પાખડીઓ,
મ્હારા નયણેથી નીતરને નેહ પુનમની પાખડીઓ

અને સહિયર સમાણી ! ત્હારે રાસ રે પુનમના પડછન્દા,
ત્હારે તાળી—તાળીને મદશોર પુનમના પડછન્દા,
ત્હારા સૌભાગ્યકણે હસન્ત રે પુનમના પડછન્દા,
ત્હારા હૈયાને ટહુકને મોર પુનમના પડછન્દા.

મ્હારા પિયુજીના હાસને પુજ રે પુનમની પાખડીઓ,
મ્હારા નાથની કીકીને કુંજ પુનમની પાખડીઓ
મ્હારા બાળકડાંને કલ્લોલ રે પુનમના પડછન્દા,
મ્હારા મારા સંસારને કલ્લોલ પુનમના પડછન્દા



# પૂર્ણિમા પાછી ઉગી રે



નાંખ્યા એ નણદલના વીરા,
　　　　કે પૂર્ણિમા પાછી ઉગી રે. ધ્રુવ

સોળ—સોળ પાંખડીનાં કમળ મંગાવ્યાં;
નિત્ય નિત્ય લખી લખી થાકી:
　　　　કે પૂર્ણિમા પાછી ઉગી રે.

રોજ રોજ રજની તો તારલે ભરેલી;
જોઇ જોઇ એહ હું તો થાકી:
　　　　કે પૂર્ણિમા પાછી ઉગી રે.

સ્હાંજ ને સ્હવાર બોલે બોલ દેવઘંટા;
વાંચી વાંચી ભાગ્ય એમાં થાકી:
　　　　કે પૂર્ણિમા પાછી ઉગી રે.

ઘડી ઘડી પિયુને પુકારે ઓ! પપૈયો;
સુણી સુણી શબ્દ એહ થાકી:
　　　　કે પૂર્ણિમા પાછી ઉગી રે,

ન્હાતી હું અખંડ એની હાસ્યચન્દનીમાં,
ચન્દની આ ઓઢી ઓઢી ચાખી·
કે પૂર્ણિમા પાછી ઉગી રે

ચન્દ્ર ! ત્હારા સમુ એનુ વદન સોહામણું
એના વિના ન્હાળી ત્હને યાખી.
કે પૂર્ણિમા પાછી ઉગી રે.

ના'વ્યા એ નણદલના વીર ને પૂર્ણિમા પાછી ઉગી રે.



## પ્રીતિના પ્રાહુણા



મેઘ બોલે ને મોરલા ડોલે છે:
ઉરે સ્મરણોનાં મોણુલાં બોલે છે:
મેઘ બોલે ને મોરલા ડોલે છે.

વીજ ચમકે ને આંખડી ચમકે છે;
મંહી ઘમ્મર વ્હલોણાં ઘમકે છે:
મેઘ બોલે ને મોરલા ડોલે છે.

ચાપ ચ્હડિયાં મહેન્દ્રનાં મેઘલિયે;
બાણ વાગ્યાં એ કોકને કુંજગલીએ:
મેઘ બોલે ને મોરલા ડોલે છે.

આભ ગાજે ને ગેબનાં ઘોર લાવે;
કાંઇ આઘેના સન્દેશા સંભળાવે:
મેઘ બોલે ને મોરલા ડોલે છે.

આજ પુનમચન્દ, ઘન ઘેરાણો:
મ્હારા મનનો મયંક નથી ઝંખવાણોઃ
મેઘ બોલે ને મોરલા ડોલે છે.

આ ઝડીઓ પડે, જગ લે લ્હાવોઃ
મ્હારી પ્રીતિના પ્રાહુણા ! ઘેર આવોઃ
મેઘ બોલે ને મોરલા ડોલે છે.



## પ્રેમનગરના રાજવી



કે આભમાં ડગમગ ડોલે વાદળી રે:
કે માહરે મન મહેરામણુ મેઘ:
કે પિયુજી પ્રેમનગરના રાજવી રે.

કે મેઘમાં ઝગમગ ઝબકે વીજળી રે;
કે વીજ શા નેણુલે નાચે નાથ:
કે પિયુજી પ્રેમનગરના રાજવી રે.

કે ચોમેર વનરાજી ઢોળઇ ઢળે રે;
કે મોરલો ગરજે વનને ગોખ:
કે પિયુજી પ્રેમનગરના રાજવી રે.

કે આછી-આછી ઓઢણુ પામરી રે;
કે આછાં આંજણુ, આછાં અંઘોળ:
કે પિયુજી પ્રેમનગરના રાજવી રે.

કે ઘેરા ઘેરા વનના માંડવા રે;
કે ઘેરાં વન, નદીઓનાં નીરઃ
કે પિયુજી પ્રેમનગરના રાજવી રે.

કે પગથી ઝવરાઇ નવ પગલી રે;
કે વીણવા આવજો એ, રસરાજ!
કે પિયુજી પ્રેમનગરના રાજવી રે.



## બ્રહ્મના બ્રહ્મમહેલે



આવો–આવો, તીરથવાસી સન્ત હો !
બ્રહ્મના બ્રહ્મમહેલે;
જાગી–જાગી પૂરણ બ્રહ્મજ્યોત હો !
બ્રહ્મના બ્રહ્મમહેલે

અન્ધારાં રેલી આભ રચ્યા,
મહીં વેર્યાં રતનના દીપ રેઃ
કેમે કરીને મ્હારે ઑઘ ઉતરવા ?
એ સાગર, હું છીપઃ
હો ! બ્રહ્મના બ્રહ્મમહેલે

આંખ ભરી, મ્હારા હૈયા ભગણા,
ભરિયા સળુણા સોહાગ રેઃ
એક ભગણ હવે આતમ માહરે,
યુગનાં લગાય તો તો ભાગ્ય,
હો ! બ્રહ્મના બ્રહ્મમહેલે,

માડી દિશાઓ ને રોપ્યો ગાદડો,
ચેતનસિંહાસન કીધાં રે.
વિલસે વિરાટને યે છોગલ ઝીલો,
વિશ્વને કલ્યાણ એણે દીધાં
હો! બ્રહ્મના બ્રહ્મમહેલે

જાગી-જાગી પૂરણ બ્રહ્મજ્યોત હો!
બ્રહ્મના બ્રહ્મમહેલે.



## બ્રહ્મવીંઝણો



નીલો કમલરંગ વીંઝણો, હો નન્દલાલ!
રઢિયાળો રતનજડાવ, મોરા નન્દલાલ!
બ્રહ્મા વીંઝે બ્રહ્મવીંઝણો, હો નન્દલાલ!

સોનાનો સૂરજ શોભિતો, હો નન્દલાલ!
રૂપેરી ચન્દની બિછાત, મોરા નન્દલાલ!
બ્રહ્મા વીંઝે બ્રહ્મવીંઝણો, હો નન્દલાલ!

કોરેમોરે ભર્યાં હીરલા, હો નન્દલાલ!
ઝાલરે ઝીક કેરી વેલ, મોરા નન્દલાલ!
બ્રહ્મા વીંઝે બ્રહ્મવીંઝણો, હો નન્દલાલ!

દાંડી બ્રહ્માજીના હાથમાં, હો નન્દલાલ!
માનવીના ભાગ્યના એ ખેલ, મોરા નન્દલાલ!
બ્રહ્મા વીંઝે બ્રહ્મવીંઝણો, હો નન્દલાલ!



# ભમ્મરને ટોડલે



તારલા રે ! આવ મ્હારે અબોડલે.
મ્હારે અબોડલે,
કઇ લાગ થોડે-થોડલે
તારલા રે ! આવ મ્હારે અબોડલે

આજ મ્હે તો ચનક ચલક મોતીડા પરોવિયાં :
મુખડાના ઝનક ઝલક જ્યોતિઓ ઝંકોરિયા :
નેણતખ્તે સ્નેહરાજ સ્વામીને પધરાવિયા ·

એકલો મા આવતો,
તું આવજે મજોડલે :
માગુ છાનુ ના ગમે
મ્મ ભમ્મરને ટોડલે
આવ મ્હારે અબોડલે.



## ભૂલકણી



હું તો ઉભી'તી આભલાંને આરે વસન્તની વાટ જોતી;
મ્હારી આત્મા ને દેહ શણગારે, વસન્તની વાટ જોતી.

હું તો તારલે તારલે જોતી'તી, વસન્તની વાટ જોતી;
હું તો દક્ષિણપન્થ શોધતી'તી, વસન્તની વાટ જોતી.

ત્હાં તો સૂરજ ચાલ્યા આવેરા, વસન્તની વાટ જોતી;
મ્હેં તો માન્યા દિનનાથને નમેરા, વસન્તની વાટ જોતી.

દૈવાસ્તી ને એકલી અટૂલી, વસન્તની વાટ જોતી;
હું તો વસન્ત માસને ય ભૂલી, વસન્તની વાટ જોતી.

મ્હને સખીઓ ભૂલકણી કહે છે, વસન્તની વાટ જોતી;
તાળી લેઈ-દેઈને સહુ હસે છે, વસન્તની વાટ જોતી.

હું તો ઉભી'તી આભલાંને આરે, વસન્તની વાટ જોતી;
કંઇક ભૂલી સલૂણા સંસારે, વસન્તની વાટ જોતી.



## મહિડાં



હલકે હાથે તે નાથ ! મહિડાં વલોવજો,
મહિડાંની રીત ન્હોય આવી રે લોલ.

ગાગરી નન્દાશે, નાથ ! ચોળી છંટાશે, નાથ
મોતીડાંની માળા તૂટશે રે લોલ :
ગોળી નન્દાશે ને ગોરસ વહી જશે,
ગોરીનાં ચીર પણ ભીંજશે રે લોલ :
હલકે હાથે તે નાથ !

ન્હાની શી ગોરસીમાં જમનાજી ઉછળે
એવી ન નાથ ! દોરી રાખો રે લોલ :
ન્હાની શી ગોરસીમાં અમૃત હારિયાં,
હળવે ઉઘાડી નાથ ! ચાખો રે લોલ :
હલકે હાથે તે નાથ !



## મળિયા મુજને નાથ



મેહુલો ગાજે ગોરંભતો રે,
કાંઇ કાજળકાળી રાત:
ઝબકે ઝીણી વીજળડી રે,
કાંઇ કરતી મેઘ શું વાત.
દીવડો છાયો પાલવડે રે,
હું તો ચાલી જગને ચોક,
મહિયર ! એ રે દીવડિયે રે
મ્હેં તો શોધ્યા ચૌદે ય લોક.

સાગર ગાજે ગોરંભતો રે,
કાંઇ મધદરિયે મધરાત
લહરે વેરાં લ્હેરખડાં રે,
કાંઇ કુછળે નીર રતનાળ.
રતને મોહ્યાં છે મનડાં રે,
હું તો ચાલી જળને વન;
મહિયર ! સાગરને માંડવે રે
મ્હારાં મ્હડ્યાં વમળમાં મન

સગાન ગાજે ગોરભતો રે,
　　કાંઇ સુખદુખ કેરા ગોખ
ઝગે ઝાંખો મારગડો રે
　　કાંઇ તેજઅન્ધારના ચોક
પગથી લીધી મ્હેં પ્રેમની રે,
　　મ્હારે મોહેનીના સાથ,
મહિયર ! એ રે મારગડે રે
　　કાંઇ મળિયા મુજને નાથ



## રંગવેલી



રમે રમે રંગવેલી,
માહેલડી રામે રમે રે. ધ્રુવ.

અબીલગુલાલના સાથિયા રે પૂર્યા ;
વિશ્વ ભરી છોળ એ ઉડેલી :
સાહેલડી રામે રમે રે.

ચોળીમાં મોરલા ને ચુન્દડીમાં ચાતકા :
અંગઅંગ ફૂમકે ફૂલેલી :
માહેલડી રામે રમે રે.

આંખોમાં ઉગિયા આશાના ચન્દ્રમા :
મુખડે શી મોહિની ચડેલી !
માહેલડી રામે રમે રે.

ભ્રુકુટિ નમેલી, કંકણી યે નમેલી:
નમણી નમેલી કેહવેલી :
સાહેલડી રામે રમે રે.

મદે ઢળી આલમાં, સોહાગભર્યાં ભાલમાં,
કામિનીની કવિતા ઝૂકેલી :
સાહેલડી રાસે રમે રે.

આત્માની પ્રેમજ્યોતે દેહે કીધા દીવડા;
દીપે દીપે દુનિયાં દાઝેલી :
સાહેલડી રાસે રમે રે.

ભેદની ભૂલાવી, મહામાયા સ્મરાવતી,
ફૂદડી ફરે છે અલબેલી :
સાહેલડી રાસે રમે રે.

રાસે રમે રંગઘેલી,
સાહેલડી રાસે રમે રે.



## રાસ



સખિ! આજે મૃદંગચંગ સાજે
    કિરીટ શીર્ષ છાજે વિરાજે વસન્તના.
    વેણુ વાજે, સ્નેહ પાજે:
    ત્હારે કાજે કુંજ ગાજે:
        સખિ! આજે વિ. ધ્રુવ.

એકી બાલા વિશાલા ઉમંગમાં;
વાટ જોતી કપોતી શી અંગના:
પન્થ ભાળે-નિહાળે છે કન્થના!
    હસન્ત આ દિગન્તમાં:

    વેણુ વાજે, સ્નેહ પાજે:
    ત્હારે કાજે કુંજ ગાજે:
        સખિ! આજે વિ.

❧

# વડલો



વડલો વનશોભાનો રાજવી રે!
વડલો સાયરસરને તીર જો,
વડલો ઘટાગુફાઓથી ડોલતો રે,
વડલો, મેઘ શો, ઘેરગમ્ભીર જો:
વડલો ગુહુગરવો ગોરભતો રે

ચાર-ચાર માડી દિશાઓ દિગન્તમાં રે,
ચાર-ચાર માંડયા ખડ આ લોક જો;
ચાર-ચાર મારગ વનવન વીંધતા રે,
મહુના સંગમ વડને ચોક જો.
વડલાની કુંપળીએ વેદ ચારે લખ્યા રે.

વડલાને ગોખ કાંઇ કોકિલા ટહૌકા ઝીલે રે,
વડલાની ડાળીએ મોરલા ઝૂલે જો,
વડલાને છાંયડે તપસી તપસ્યા તપે રે,
ગોપ કો વાસળી વાતાં ભૂલે જો:
વડવાઇની જાળીઓ ભૂલભૂલામણી રે.

ઘોમ ધખ્યા, ને પિયાવા માંડિયા રે,
પન્થી આવે-આવે, ને જાય જો;
નિસામે ઘડિયેક કાંઇ વિરમે રે,
મીઠડાં પાણી, પ્રારબ્ધ શાં, પાય જો.
. જોગન્દર વડલો જોગસમાધિમાં રે.

જાણે ચન્દરવો વનચોકનો રે,
જાણે વનહરિયાળીનો થાળ જો ;
જાણે ઘુમ્મટ વનમન્દિરનો રે,
જાણે કલ્પવૃક્ષની કો ડાળ જો :
વડલે ફૂટે ફૂવારા તેજના રે.

લટકે લહેરાતી જગજૂની જટા રે,
પ્રસર્યાં મૂળ તો પૃથ્વિપુરાણ જો :
પાંદડે-પાંદડે પગલાં કાળનાં રે,
વડલો ભાખે ત્રિકાળની વાણ જો :
*વડલો વનવનના રાજા લાગે રે.*

વડલો વનલક્ષ્મીનો રાજવી રે,
વડલો જગવાડીનો જોગેશ જો :
વડલો વિધિવાવ્યો છોડ ભાગ્યનો રે ;
જગનો વડલો ભારતદેશ જો ·
જગવડલા !*શોભાવી જગ શોભજે રે.



## વનનાં આમન્ત્રણ



વનના આમન્ત્રણ આવ્યાં, સાહેલડી !
પુરને મહેલ શી ઉણપો હશે ?
લીલમલીલી એ કુંજો ઘેરાય, ત્ય્હાં
એવી વિરાટની વિભૂતિ શી વસે ?
વનનાં આમન્ત્રણ આવ્યાં સાહેલડી !
વનમાં કોયલડી ટહુકે, સાહેલડી !
પુરમાંની મેના તો પીંજરે પડી.;
વનમાં કો ગોપિકા ગાજે ગગન ભરી,
પુરમાં પટરાણીઓ રમણે ન્હડી :
વનનાં આમન્ત્રણ આવ્યાં, સાહેલડી !
વન માહિ કેસરીની કેશર સાહેલડી !
પુરમા કિરીટીનાં કિરણો સ્ફુરે ;
વનમાં વૈરાગ્ય ને વિલાસ છે સોહામણા,
પુરમાં સુવર્ણના સ્વપ્નાં ઉરે :
વનનાં આમન્ત્રણ આવ્યાં, સાહેલડી !
વનમા સરોવર ઘેરાં, સાહેલડી !
પુરના તો કુંડ કાંઇ છાછરછલ્લા ;
વનમાં શકુન્તલા, ને વન માહિ ગણિકા,
પુરમાં તો કુબ્જાનાં કામણ, ભલા !
વનના આમન્ત્રણ આવ્યાં, સાહેલડી !

વન કેરા આંબલા મ્હોર્યા, સાહેલડી !
    પુરમાં કટોરાઘાટ કુંડા ઉભા ;
વનમાં જોગી જહાંગીરી માણે, સખિ !
    પુરમાં ગરીબીનાં દિલડાં દૂભ્યાં :
    વનનાં આમન્ત્રણ આવ્યાં, સાહેલડી !
વનમાં તપોવને તપસી, સાહેલડી !
    પુરમાં વણિક કાંઇ વણજે ખીલ્યા;
વનમાં તો વિશ્વનો વિહારી વિહારે, ને
    પુરમાં મનુષ્યની ઝળકે કલા :
    વનનાં આમન્ત્રણ આવ્યા, સાહેલડી !
વનનાં આમન્ત્રણ આવ્યા, સાહેલડી !
    પુરનાં યે પુણ્યપાપ ઓછાં નથી ;
વનની મઢૂલીમાં સીતા ને રામજી,
    રમશું ત્ય્હાં વનની કથાઓ કથી :
    ચાલો, નન્દનવનની કથાઓ કથી :
વનનાં આમન્ત્રણ આવ્યાં, સાહેલડી !



# વસન્તની વસન્તિકા



આજ પૃથ્વીને નવપાંખડીઓ પ્રગટી જો !
પાંખડીએ-પાંખડીએ પૃથ્વીના પુણ્યો ઉગે.
આજ વાદળના દેવબારણિયાં ઉઘડયાં જો !
વાદળથી વરસે હો ! વસન્તની વસન્તિકા.

દિશે અર્ચી કેસરચન્દનની અર્ચા જો !
રજનીને ભાગ્યે કંઇ નિર્મલ ચાંદલો.
રંગરમિયાંના જાગ્યા મનના કોડ જો !
સોહાગણ આવી હો ! વસન્તની વસન્તિકા.

વસુન્ધરાના વસુઓ વન ઉભરાયા જો !
ગન્ધવતીના ગન્ધ જગત પમરી ઉડયા.
દૂલે ન્હડયાં હૈયાનાં રસસરવરિયાં જો !
રંગમદે લહરે હો ! વસન્તની વસન્તિકા.

પલ્લવપાળ પંખી બેઠાં બેલડીએ જો !
મંજરીને ગોખે કંઇ કોયલ રાણી ટહૌકા કરે.
સઉજીવનના અમીકણ છાંટી ઘૂમતી જો !
જનવનના મહેલે હો ! વસન્તની વસન્તિકા.

ફૂલડે ઝબકી વસન્તના વીજલડી જો !
નયનનયન રમતી હો ! વસન્તની વસન્તિકા.
ઉરમાં, કુલમાં, દેશમાં, જગને ચોક જો !
બ્રહ્માંડે વિલસે હો ! વસન્તની વસન્તિકા.



## વસન્તને વધામણે



હો ! લીમડા મ્હોર્યાં વસન્તની વાટમાં રે:
કે પાંગર્યા સંસારિયાના પન્થ જો !
કે કડવા ને મીઠડા એ લ્હાવા લીજીયે રે ;
કે પ્રારબ્ધ લખશે કોડામણો ગ્રન્થ જો !
હો સહિયરો ! ચાલો વસન્તને વધામણે રે.

હો ! કેસુડાં મ્હોર્યાં વસન્તના ચોકમાં રે :
કે ઉરના ઉત્સવ એળે ન જાય જો !
કે ચન્દની લહરો જગતમાં હેલે ચ્હડી રે:
કે નયનોનાં નાવડાં ઝોલાં ખાય જો !
હો સહિયરો ! ચાલો વસન્તને વધામણે રે.

હો ! આંબલા મ્હોર્યા વસન્તના આભમાં રે :
કે અન્તરિક્ષ હીંચકે રસના મ્હોર જો !
કે હળવે હીંચે એવા ઉરઆભમાં રે
કે પ્રીતમ પ્રગટી પ્રેમને દોર જો !
કે સહિયરો !ચાલો વસન્તને વધામણે રે

હો ! રંગરંગ પૂર્યા વસન્તને આંગણે રે ;
કે અંગઅંગ છંટાયા આનન્દ જો !
કે છાંટણે છાંટિયા ચરણ ને ચોરસા રે :
કે છાંટયા હૈયાના પણ ચન્દ જો !
હો સહિયરો ! ચાલો વસન્તને વધામણે રે.

હો ! ફૂલડાં ફોર્યાં વસન્તની વાડીએ રે ;
કે ફૂલી તનમનની ફૂલવાડી જો !
કે સહિયરોનાં વદનકમળ પણ ફૂલિયાં રે;
કે ફૂલડાં શી ફૂલું હું દહાડી દહાડી જો !
હો ! સહિયરો ! ચાલો વસન્તને વધામણે રે



## વસન્તરંગ



સૃષ્ટિને સૃષ્ટાએ મઝીવન છાટિયા,
દેવરંગ દીપતા દિગન્ત હો!
વસન્તરંગ ગગને રહ્યડે રે

ફૂટે જનવનને નવપાંખો નવપલ્લવે,
પૃથ્વી વેરે ફૂલડે વસન્ત હો!
વસન્તરંગ જગતે રહ્યડે રે.

ઉછળે રસઓઘ કાંઇ અંગમા ને આતમમા,
ઉષ્માના ગાજે ગગન ઘોષ હો!
વસન્તરંગ હૈડે રહ્યડે રે

કેસરભીની ચોળી અને કેસુડાની ચુન્દડી,
ઘૂમે વસન્તી પાને જોધ હો!
વસન્તરંગ અંગે રહ્યડે રે

દિલના દિલરંગ દેહડાળીએ મ્હોરી ઝુલે ;
વદન-વદન હસી ઉઠે ગુલાબ હો !
વસન્તરંગ વદને મ્હડે રે.

નયન-નયન અંજાયાં અંજન વસન્તનાં ;
દેવમધુથી છલકે નયનછાબ હો !
વસન્તરંગ નયણે મ્હડે રે.



# વિશ્વ વધાવા



આવ્યાં જગતનાં ન્હોતરાં, ચાલો વિશ્વ વધાવા :
નયણાં આ ઢળી ઢળી જાય
વિશ્વનો રાજ વધાવા.

આવ્યાં ગગનનાં ન્હોતરાં, ચાલો વિશ્વ વધાવા ;
આતમ આ ઉડુ ઉડુ થાય
વિશ્વનો રાજ વધાવા.

પંખીની પાંખમાં પ્રેરણા, ચાલો વિશ્વ વધાવા :
ઊડવાના એને ઉમંગ,
વિશ્વનો રાજ વધાવા.

માનવપ્રાણમાં કલ્પના, ચાલો વિશ્વ વધાવા ;
આતમઉછાળા અભંગ,
વિશ્વનો રાજ વધાવા.

નથી રે આડચ, નથી આગળા, ચાલો વિશ્વ વધાવા ;
નથી રે મીમાઓને ઘાટ,
વિશ્વનો રાજ વધાવા.

ઉચે-ઉચે, આ દિગન્તમાં, ચાલો વિશ્વ વધાવા ;
ઉવડે અનન્તની વાટ,
વિશ્વનો રાજ વધાવા

આવ્યા અનન્તના નોતરા, ચાલો વિશ્વ વધાવા
ધૂધરે દિગન્તના ઘાટ,
વિશ્વનો રાજ વધાવા.

આતમઆનન્દી હો ! આવજો ચાલો વિશ્વ વધાવા;
હિંદરે ફ્લેરખડે વિરાટ
વિશ્વનો રાજ વધાવા

❀

# વિહંગરાજ



તરસ્યા એ વાદળીને તીર
વિહગરાજ તરસ્યા ઉડે રે
સન્ધ્યાના સાગરને નીર
વિહગરાજ તરસ્યા ઉડે રે

આભમાં પ્રચણ્ડપૂર ઉછળે છે પાણીડાં
મનોવેગી વાય ત્હેના સમીર
વિહગરાજ તરસ્યા ઉડે રે

ઘેરા ઘેરા ડોલતા હિન્ડોલ મેઘહોડલા
ગર્વઘેલા, ધ્વગ શા ગભીર
વિહગરાજ તરસ્યા ઉડે રે

સાન્ધ્યરંગી સાળુ મહીં મેઘશ્યામ વાદળી
રૂપેરી પાલવના ચીર,
વિહગરાજ તરસ્યા ઉડે રે

❦

આંખડીનાં કિરણકિરણ વરસે કંઇ ફૂલડાં ;
વીજળીની વેલ શાં અધીર :
વિહંગરાજ તરસ્યા ઉડે રે.

ઉડો રાજ ! પાંખમાં ભરી અનન્ત પ્રેરણા ;
સાગરને નથી રહ્યાંમાં તીર :
વિહંગરાજ તરસ્યા ઉડે રે.

મન્થ્યાના સાગરને નીર
વિહંગરાજ તરસ્યા ઉડે રે.
વીજળીની વેલ શા અધીર
વિહંગરાજ તરસ્યા ઉડે રે.



# વેલના માંડવા



આછી-આછી વેલના માંડવા,
ઘેરી-ઘેરી ઝાડીઓ, સાહેલડી !
કુંજ ભરી બોલે મોરલો,
ડાળીએ બોલે કોયલડી.
પિયુજીએ પ્રેમના મન્ત્રની
ઝીણી-ઝીણી મોરલી વગાડી;
ઉરને કોડે આંબાવાડિયે
ઉંઘતી તે કોયલો જગાડી :
સખિ ! વિરહીનાં ચેન,
જાણે પિયુઘેલાં નેન :
આછી-આછી વેલના માંડવા

વ્હાલાના વાસ ઉરબાગે વસન્તમાં ;
પમરે દિલ પિયુના પરાગે વસન્તમાં ;
મીઠા મીઠા કોડ જાગે વસન્તમાં :
સખિ ! વિરહીની વાત,
જાણે પિયુસૂતી રાત :
આછી-આછી વેલના માંડવા



## વ્હાલપની વાંસલડી



જગમાં વાગી વ્હાલપની વાંસલડી જો !
પુણ્ય ફળ્યાં પૂર્વજનાં સખિ ! મ્હારે ઓરડે.

સસરા મ્હારા દિનઉગમતા સૂર્ય જો !
સાસુજી સ્હવારની કુંકુમવાળી.

જેઠ મ્હારા મહાજનના મ્હોડવિયા જો !
જેઠાણી સંસારની રૂમઝૂમ વ્હેલડી.

દીયર મ્હારા સોળ કળાના ચન્દ્ર જો !
દ્હેરાણી એ ચાંદલિયાની ચન્દની.

નણદલ મ્હારાં ફૂલફૂલ્યાં ફૂલવાડી જો !
નણદોઇ એ વાડીના રસિયા રાજવી.

વીર મ્હારા અર્જુનના અવતાર જો !
વીરી મ્હારી સુખદુઃખશોભિત જાનકી.

કુવરી મ્હારી આંબાડાળની કોયલ જો !
કુંવરો મુજ આંબલિયે રમતા મોરલા.

પિયુજી મ્હારા ભવસાગરનુ નાવ જો !
એ નાવે હું અજાણ્ય મૂકાતી અલબેલડી.

ઘર મ્હારૂં પ્રભુભર્યું પરમ મન્દિરિયુ જો !
ભાડુ મુજ પ્રભુજીની પ્રગટ લીલાકળા.

જગમાં વાગી વ્હાલપની વાંસલડી જો !
પુણ્ય ફળ્યાં પૂર્વજનાં સખિ ! મ્હારે ઓરડે.



# શરદનાં અજવાળિયાં



સખિ ! જોને શરદના આભમાં રે
ઉગે ચંપાની કળીએ ચન્દ્રમા રે,
જાણે ઉછળે અવનીનો આનન્દ રે,
શરદના
આ—આવ્યાં અજવાળિયાં રે.

માનું ઉઘડી ગજતીની આંખડી રે,
ખીલી વિશ્વના પુષ્પની પાંખડી રે
એવો—એવો ઉગે પેલો ચન્દ રે,
શરદના
આ—આવ્યાં અજવાળિયા રે

ધૂમે પૂર પૃથ્વીના પુણ્યના રે:
કે શું દૂધ છલકાયાં દેવનાં રે ?
એવાં ઉજળાં ઉડે છે અનન્ત રે,
શરદનાં
આ—આવ્યા અજવાળિયાં રે.

સખિ ! જોને ગગનના ગોખમાં રે;
જોને—જોને જગતના ચોકમાં રે,
ઝીલે મમારિયા ને સન્ત રે,
શરદનાં
આ—આવ્યાં અજવાળિયાં રે.

જાણે અમૃત ઝરતાં અમરનાં પે;
જાણે હાસ્ય ઢળ્યાં પરિપ્રજ્ઞનાં રે;
રમે દિલદિલમાં ત્હો ય દૂર રે,
શરદનાં
આ—આવ્યાં અજવાળિયાં રે.

સખિ ! શરદની રાત મોહામણી રે,
મ્હારા હૈયાની વેલી લજામણી રે;
એને અડકો મા, બીડશે ઉર રે,
શરદનાં
આ—આવ્યાં અજવાળિયાં રે.

❁

## સખિ ! એની જોડલી નથી.



હું તો શોધી શોધીને બધે થાકી રે,
પ્રીતમ ક્યંહી યે નથી,
આ તો એની એ સરોવરપાળ,
પ્રીતમ અંહી યે નથી.
હું તો સન્ધ્યાના મહેલ ભમી થાકી રે,
પ્રીતમ ક્યંહી યે નથી,
આ એ કુંજ કેરા કાકડા રસાળ,
પ્રીતમ અહી યે નથી.

હું તો વાટડી યે જોઇ જોઇ થાકી રે,
પ્રીતમ ક્યંહી યે નથી;
એનો આવ્યાનો આજનો આ પન્થ,
પ્રીતમ અંહી યે નથી.
હું તો કેડીના માર્ગ ખેડી થાકી રે,
પ્રીતમ ક્યંહી યે નથી;
મ્હારો નાંખ્યો કોડામણો એ કન્થ,
પ્રીતમ અંહી યે નથી.

હું તો આથમતા અર્ક ગણી થાકી રે,
પ્રીતમ ક્યહીં યે નથી.
આ તો ઉગન્તી ચન્દ્રનીની સ્હાંજ,
પ્રીતમ અહીં યે નથી.
એના પડઘાને કાન માંડી થાકી રે,
પ્રીતમ ક્યહીં યે નથી,
આ તો એનો સંગીતનો જ સાજ,
પ્રીતમ અંહીં યે નથી.

હું તો ઝાડવાંનાં ઝુંડ ધુમી થાકી રે,
પ્રીતમ ક્યહીં યે નથી:
પેલે મોગરે બે ફૂલડાં લ્હેરાય,
પ્રીતમ અંહીં યે નથી.
હું એ ફૂલ વીણું કરી ચાલી થાકી રે,
પ્રીતમ ક્યહીં યે નથી;
ત્ય્હાં તો ઉભા અહો! એ પ્રેમરાય :
ઉભી, હાસ્યથી ન્હવરાવે ને ન્હાય :
સખિ! એની હેટલી નથી.

❦

## સન્દેશ કહેજો



વીજવેગી પાંખનાં પંખીડાં ! સન્દેશ કહેજો;
આશાની નદીઓને ઘાટ : સન્દેશ કહેજો.
વલખી-વલખીને વિજોગિયાં, સન્દેશ કહેજો.
વ્હાલાંની નિરખે જ્યહાં વાટ : સન્દેશ કહેજો.

વિશ્વ ભરી, ઝમકે છે ખંજરી, સન્દેશ કહેજો;
ઉર-ઉરમાં ગાજે એ નાદ : સન્દેશ કહેજો.
ભૂખ્યાં—તરસ્યાંને યે ઠારશે, સન્દેશ કહેજો;
વ્હાલપના વિરલા વરસાદ : સન્દેશ કહેજો.

ઝૂકી ગગન કેરી ઝાડીઓ, સન્દેશ કહેજો;
ઢાંકે અગમ્યના એ ભેદ : સન્દેશ કહેજો.
અમૃતનો ચાંદલિયો ઉગશે, સન્દેશ કહેજો;
કરશે અન્ધારના ઉચ્છેદ : સન્દેશ કહેજો.

' આખડી ઉવાડતા ત્હેના આનતા, સન્દેશ કહેજો
નેણલામા નાચતા નગીન મન્દેશ કહેજો.
ગહરી ગહનતાને આગણે મન્દેશ કહેજો,
વાગે વિધાનીના જો ! બીન સન્દેશ કહેજો '

મીઠુ મીઠુ મર્માળુ બોલજો, ગન્દેશ કહેજો,
પડઘા એ ઝીનશે વિરાટ મન્દેશ કટેજો
પ્રેમવેગી પાખના પખીડા ! મન્દેશ કહેજો,
હૈયાની નદીઓને વાટ મન્દેશ કહેજો



## સન્ધ્યાને સરોવરે



સરોવર પાણીડાં ગઇ'તી, સાહેલડી !
　　શરદનું સરોવર હેલે ચ્હડ્યું;
પાજે મ્હેં બેડલું ઉતાર્યું, સાહેલડી !
　　સન્ધ્યાનું તેજ કાંઇ ગગને પડ્યું :
　　સરોવરે પાણીડાં ગઇ'તી વિ.

જળ માહિ મુખ જોઇ મોહી, સાહેલડી !
　　જળમા વિધાત્રી જગરેખા આંક,
જળમાં જગત્પડછાયા ડોલે, કાંઇ
　　જળનો સાળુ જાણે જગને ઢાંકે :
　　સરોવરે પાણીડાં ગઇ'તી વિ.

સરોવરકાંઠડે મન્દિર, સાહેલડી !
　　સાધુસન્યાસી ત્હાં શિવને જપે.
પંચાગ્નિ ધૂણીઓ ધખાવી, સાહેલડી !
　　જોગી, વિજોગી શી, તપસ્યા તપે.
　　સરોવરે પાણીડાં ગઇ'તી વિ

ફરતા કંઇ ઝાડીઓના ઝુંડો, સાહેલડી!
ઊંડા ઊંડાણોની ક્થની કહે,
ઘેરી ઘેરી ઝાડવાની જાળીઓની પાછળે
પુરનો સનાતન મંમાર વહે
સરોવરે પાણીડાં ગઇ'તી વિ

ધીમે ત્યહાં ચાંદલિયો ઉગ્યો, સાહેલડી!
પોયણે પોયણે પગલાં કીધાં ;
ચન્દ્રમા શા પિયુજી પધાર્યા, સાહેલડી!
જીવને વધાવી મ્હેં મીઠડાં લીધાં :
સરોવરે પાણીડાં ગઇ'તી વિ.

ભર્યું-ભર્યું બેડલું ઉપાડ્યું, સાહેલડી!
વ્હાલાનું તેજ મ્હારે વદને પડ્યું ;
સરોવરે ઝીલવા ગઇ'તી, સાહેલડી!
પ્રેમનું સરોવર ઝોલે ચ્હડ્યું .
સરોવરે પાણીડાં ગઇ'તી વિ.

❦

## હરિની રમણા



હરિની રમણાએ અમે નીસર્યા રે લોલ ;
ભવ્યભાગ્ય અમે બ્રહ્મનન્દિની
આનન્દિની રે લોલ :
હરિની રમણાએ અમે નીસર્યાં રે લોલ.

કાલકન્દરાની હું તો કાળિકા રે લોલ ;
જન્મમૃત્યુ નેણનાં મુજ હાસ :
બ્રહ્મનન્દિની
આનન્દિની રે લોલ :
હરિની રમણાએ અમે નીસર્યા રે લોલ.

લોકલોકની અમે વિધાત્રીઓ રે લોલ ;
ઉદયઅસ્ત એ અમારા ગામ
બ્રહ્મનન્દિની
આનન્દિની રે લોલ :
હરિની રમણાએ અમે નીસર્યા રે લોલ.

આનન્દયોદ્ધિ હું અવતરી રે લોલ;
ઝીલું આનન્દના રસલ્હાવ
બ્રહ્મનન્દિની
આનન્દિની રે લોલ
હરિની રમણાએ અમે નીસર્યાં રે લોલ.

વિશ્વવિશ્વના વિહારે વિહરતી રે લોલ,
સૃજનપ્રલય ખેલિયે ધૂપછાવ:
બ્રહ્મનન્દિની
આનન્દિની રે લોલ:
હરિની રમણાએ અમે નીસર્યાં રે લોલ



## હીંચકો



હીંચકો કોણ દેશે ? રાજ !
મ્હને કો ઝૂલાવશે ? મહારાજ !

લળી લળી આંબલિયાની ડાળ,
કે ત્હાં મુજ ઝૂલો ઝૂલે, સિરતાજ !
હીંચકો કોણ દેશે ? રાજ !
મ્હને કો ઝૂલાવશે ? મહારાજ !

રડે-રડે કોકિલ ઉપર રુદન
નીચે મંજરી ઢળી સિરતાજ !
હીંચકો કોણ દેશે ? રાજ !
મ્હને કો ઝૂલાવશે ? મહારાજ !

જૂવો-જૂવો અનમેની આ વસન્ત
હું ય અનમેનડી સિરતાજ !
હીંચકો કોણ દેશે ? રાજ !
મ્હને કો ઝૂલાવશે ? મહારાજ !

## હું તો સંન્યાસિની



ચપેરી ચીંગ મ્હારે અંગે ચ્હડે,
હું તો સંન્યાસિની.
મહિ પૂરેલ કુંકુમના થાળ,
ત્હો ય હું તો સંન્યાસિની.
ભસ્મત્રિપુડ્રરેખ ભાલમાં,
હું તો સંન્યાસિની,
મહિ કેસરની ટીલડી રસાળ,
ત્હો ય હું તો સંન્યાસિની.

એક અદ્વૈતનાં તપ તપુ,
હું તો સંન્યાસિની,
મ્હારે મધુરા શા દર્શનના કોડ,
ત્હો ય હું તો સંન્યાસિની,
હૈયે અખંડ મ્હારે દીવડો,
હું તો સંન્યાસિની;
જગે વિચરૂ એ જ્યોતિએ મ્હ્જોડ,
ત્હો ય હું તો સંન્યાસિની

આશાનિરાશા મ્હેં છાંડિયાં,
હું તો સંન્યાસિની;
આંખ શોધે સૂની વનવાટ,
ત્હો ય હું તો સંન્યાસિની.
ધૂણી ધખે દેહમહૂલીએ,
હું તો સંન્યાસિની;
ઝાંખું ઉભી એકાકી ગજવાટ,
ત્હો ય હું તો સંન્યાસિની.

કન્થા ધરી મ્હારા કન્થની,
હું તો સંન્યાસિની.
મ્હારે અંગઅંગ ઉઘડે સંસાર,
ત્હો ય હું તો સંન્યાસિની
જાપ જપું મ્હારા શ્યામના,
હું તો સંન્યાસિની;
એના પડઘા ઝીલે નરનાર,
ત્હો ય હું તો સંન્યાસિની.

❦

# હૈયાની કુંજમાં



આજે બોલે છે મ્હારા હૈયાની કુંજમાં
મધુરી શી મોહનની વાંસલડી રે;
સરોવર હલકી હેલે ચડયાં, અને
ગેબી સુણી મ્હેં એક વાતલડી રે. ધ્રુવ

એનો ઘેરો ટહૌકાર ઉડે વ્યોમમાં;
એનો પડઘો પડે દેવલોકમાં:
યુગયુગની વસન્ત
ઉરઉરમાં સોહન્ત,
વહે ગીતડાં અનન્ત
રોમરોમમાં.

વાંસલડી હો! ઊંડી હૈયાની કુંજમાં
અમૃતના ડંખ ત્હારા ડંખે છે રે;
એહ કુંજે કોઇ સ્નેહની સોહાગણ
પ્રીતમના પ્રેમમન્ત્ર ઝંખે છે રે;
આજે બોલે છે મ્હારા હૈયાની કુંજમાં.

  

# અનુક્રમ

| રાસ | પાનાનો આંક | કિયા ગ્રન્થમાં છે ? ને ઢાળ |
|---|---|---|
| ૧ અણમોલ ફૂલડાં | ૧૫ | અર્ધશતાબ્દિ, પા. ૧૨૬<br>ઢાળ: મ્હોલે પધારો, મ્હારા રાજ ! માણીગરાં મ્હોલે પધારો |
| ૨ આત્મદેવ | ૧૭ | ઢાળ : હો નન્દલાલ ! નહિ રે આવું, ને ઘરે કામ છે. |
| ૩ આભનાં કંકુમ | ૧૮ | વિશ્વગીતા, પા ૧૩<br>ઢાળ : અહો રાજ !<br>અમે રે પંખીડાં ગરમ દેશનાં |
| ૪ આભને આરે ચાંદલો | ૧૯ | ઢાળ · હો નાગર રંગરસિયા ! |
| ૫ આયુષનાં પર્વ | ૨૧ | વિશ્વગીતા. પા. ૭૪<br>ઢાળ : આજે ઉત્સવ ફૂલદોલનો |
| ૬ આષાઢી વાદળી | ૨૨ | ઢાળ : પૂછશો મા, કોઇ પૂછશો મા. |
| ૭ કદંબનાં ફૂલ | ૨૩ | ઇન્દુકુમાર,અંક ૨ જો,પા,૧૦૪<br>ઢાળ : રાતું રાતું ગુલાબનું ફૂલ ગુલાબમાં હસે છે. |

| | | | |
|---|---|---|---|
| ૮ | કાશ્મીરી શાલ | ૨૪ | ઇન્દુકુમાર, અંક ૨ જો, પા. ૧૫૨ |
| ૯ | કાળની ખંજરી | ૨૬ | ચોથપર્વણી<br>ઢાળ: કાળકા અજબ તડાકા એ<br>તું ક્યા જાણે લડકા એ? |
| ૧૦ | જરા થોભ | ૨૮ | ઇન્દુકુમાર, અંક ૨ જો, પા. ૧૫૭ |
| ૧૧ | જાવા દ્યો, જોગીરાજ ! | ૨૯ | ઇન્દુકુમાર, અંક ૨ જો, પા. ૩૫<br>ઢાળ: વીજળી સરખું પિતાંબર સોહે, ને વારીહવરણો વ્હાલો રે. |
| ૧૨ | ટહુકો | ૩૦ | ઇન્દુકુમાર, અંક ૨ જો, પા. ૯૯<br>ઢાળ પ્યાગને પારણે સોનાનાં મોર. |
| ૧૩ | ડોલતા ડુંગર | ૩૧ | વિશ્વગીતા, પા. ૧૨૮ |
| ૧૪ | તમીસ્રા | ૩૩ | ઇન્દુકુમાર, અંક ૨ જો, પા. ૧૧૨ |
| ૧૫ | નન્દિની | ૩૫ | ઇન્દુકુમાર, અંક ૨ જો, પા. ૧૫૮<br>ઢાળ: હરિ વેણુ વાય છે રે હો વનમાં. |
| ૧૬ | નીર ડોલે | ૩૬ | ઇન્દુકુમાર, અંક ૨ જો, પા. ૧૪૭<br>ઢાળ: વરઘોડો—વરઘોડો, વ્હાલમનો વરઘોડો રે. |

| | | | |
|---|---|---|---|
| ૪૬ | મન્દેન કહેજ | ૮૭ | ઢાળ હૈય ભરી ચાલુ ઉતાવળી, મહેમાન આવ્યા |
| ૪૭ | સન્ધ્યાને ગગવરે | ૮૯ | ઢાળ પાલવડો મ્હારો મ્હેલો મોહનજી ! મારગડે મ્હને જવા દિયો |
| ૪૮ | હરિની રમણા | ૯૧ | મહાસુદર્શન, પા. ૫૭ ઢાળ. ગરબે રમવાને ગોરી નીસર્યા રે લોલ. |
| ૪૯ | હીંચકો | ૯૩ | ઇન્દુકુમાર, અંક રજો, પા. ૧૫૪ ઢાળ વ્હેલા આવજો, મહારાજ ! |
| ૫૦ | એ તો ગંન્યાગિની | ૯૪ | ઢાળ સન્ધ્યા ઉજમ ભરી નમતી હતી, સખિ ! વૈશાખની |
| ૫૧ | હૈયાની કુંજમાં | ૯૬ | પ્રેમકુંજ, પા. ૧૨૧ ઢાળ કુંજલડી રે ! સન્દેશો હમારો |

---

**નોંધ :** પ્રસ્તાવનાને ૧લે પાને ન્હાના ન્હાના રસ, ભાગ ૧ લાની આવૃત્તિઓ વિશે લખ્યું છે ત્હેની પૂરી હકીકત નીચે પ્રમાણે છે —

૧લી આવૃત્તિ ૧૯૧૦ પ્રત ૧૦૦૦

૨જી આવૃત્તિ ૧૯૧૪ પ્રત ૧૦૦૦ ⎫
૩જી આવૃત્તિ ૧૯૧૯ પ્રત ૧૦૦૦ ⎬ આ ત્રણ આવૃત્તિઓ શ્રી. જીવણલાલ અમરશી મહેતાએ છપાવી હતી
૪થી આવૃત્તિ ૧૯૨૧ પ્રત ૧૦૦૦ ⎭

૫મી આવૃત્તિ ૧૯૨૨ પ્રત ૨૦૦૦
૬ઠ્ઠી આવૃત્તિ ૧૯૨૮ પ્રત ૧૫૦૦

પ્રેમભક્તિ ગ્રન્થમાળા

# ન્હાના ન્હાના રાસ

ભાગ ૩ જો

ન્હાનાલાલ દલપતરામ કવિ



## હવે પછી છપાશે

દલપતરામ, ભાગ ૨ જો, ઉત્તરાર્ધ
દલપતરામ, ભાગ ૩ જો
વિચારણા, ભાગ ૧ લો ને ૨ જો
ધર્મમન્થન, ભાગ ૧ લો ને ૨ જો
સારથી
કેટલાંક કાવ્યો, ભાગ ૪ થો
ગીતમંજરી, ભાગ ૨ જો
કુરુક્ષત્રના કાંઠા
શ્રી હર્ષ

૨૪, વિશ્વગીતા (૨ જી આવૃત્તિ) ૧૯૨૭
૨૫, ઇન્દુકુમાર, અંક ૨ જો (૨ જી આવૃત્તિ) ૧૯૨૭
૨૬, ન્હાના ન્હાના રાસ, ભાગ ૨ જો (૨ જી આવૃત્તિ) ૧૯૨૮
૨૭, ગીતમંજરી ૧૯૨૮
૨૮, જહાંગીર–નૂરજહાન (૨ જી આવૃત્તિ) ૧૯૨૮
૨૯, કુરુક્ષેત્ર, ચતુર્થ કાંડ, યોધપર્વણી ૧૯૨૮
૩૦, કુરુક્ષેત્ર, પંચમ કાંડ, પ્રતિજ્ઞાદ્વન્દ્વ ૧૯૨૮
૩૧, કુરુક્ષેત્ર, એકાદશ કાંડ, શરશય્યા ૧૯૨૯
૩૨, કુરુક્ષેત્ર દ્વિતીય કાંડ હસ્તિનાપુરના નિર્ઘોષ ૧૯૩૦
૩૩, શાહાનશાહ અકબરશાહ ૧૯૩૦
૩૪, પાંખડીઓ ૧૯૩૦
૩૫, કુરુક્ષેત્ર, દશમ કાંડ, કાળનો ડંકો ૧૯૩૦
૩૬ સંબોધન ૧૯૩૦
૩૭, દામ્પત્યસ્તોત્રો ૧૯૩૧
૩૮, શિક્ષાપત્રી, સમશ્લોકી ૧૯૩૧
૩૯, બાળકાવ્યો ૧૯૩૧
૪૦, ઉપનિષત્ પંચક ૧૯૩૧
૪૧, સંઘમિત્રા ૧૯૩૧
૪૨, પ્રસ્તાવમાળા ૧૯૩૨
૪૩, ઇન્દુકુમાર, અંક ૩ જો ૧૯૩૨
૪૪ કવીશ્વર દલપતરામ, ભાગ ૧ લો ૧૯૩૩
૪૫, ઓજ અને અગર ૧૯૩૩
૪૬ જગત્મહદમ્મરીઓમાં સરસ્વતીચન્દ્ર ૧૯૩૩
૪૭, આપણાં સાક્ષરરત્નો, ભાગ ૧ લો ૧૯૩૪
૪૮, કવીશ્વર દલપતરામ, ભાગ ૨ જો, પૂર્વાર્ધ ૧૯૩૪
૪૯, આપણાં સાક્ષરરત્નો, ભાગ ૨ જો ૧૯૩૫
૫૦, ગોપિકા ૧૯૩૫

# પ્રેમભક્તિ-ગ્રન્થમાળા

પ્રથમાવૃત્તિની સાલ

| | | |
|---|---|---|
| ૧, | કેટલાક કાવ્યો, ભાગ ૧ લો (૨ જી આવૃત્તિ) | ૧૯૦૩ |
| ૨, | રાજસૂત્રોની કાવ્યત્રિપુટિ (૩ જી આવૃત્તિ) | ૧૯૦૩-૦૫-૧૧ |
| ૩, | વસન્તોત્સવ (૪ થી આવૃત્તિ) | ૧૯૦૫ |
| ૪, | કેટલાક કાવ્યો, ભાગ ૨ જો (૨ જી આવૃત્તિ) | ૧૯૦૮ |
| ૫, | ઇન્દુકુમાર, અંક ૧ લો (૩ જી આવૃત્તિ) | ૧૯૦૯ |
| ૬, | ન્હાના ન્હાના રાસ, ભાગ ૧ લો (૭ મી આવૃત્તિ) | ૧૯૧૦ |
| ૭, | ભગવદ્ગીતાનાં સમશ્લોકી (૩ જી આવૃત્તિ) | ૧૯૧૦ |
| ૮, | જયા-જયન્ત (૫ મી આવૃત્તિ) | ૧૯૧૪ |
| ૯, | મેઘદૂત, સમશ્લોકી (૩ જી આવૃત્તિ) | ૧૯૧૭ |
| ૧૦, | ઉષા (૫ મી આવૃત્તિ) | ૧૯૧૮ |
| ૧૧, | ચિત્રદર્શનો | ૧૯૨૧ |
| ૧૨, | રાજર્ષિ ભરત (૨ જી આવૃત્તિ) | ૧૯૨૨ |
| ૧૩, | પ્રેમકુંજ (૨ જી આવૃત્તિ) | ૧૯૨૨ |
| ૧૪, | પ્રેમભક્તિ-ભજનાવલિ (૨ જી આવૃત્તિ) | ૧૯૨૪ |
| ૧૫, | સાહિત્યમન્થન | ૧૯૨૪ |
| ૧૬, | વૈષ્ણવી ષોડશ ગ્રન્થો, સમશ્લોકી (૨ જી આવૃત્તિ) | ૧૯૨૫ |
| ૧૭, | અમર પન્થનો યાત્રાળુ (૨ જી આવૃત્તિ) | ૧૯૨૫ |
| ૧૮, | શકુન્તલાનું સંભારણું (૨ જી આવૃત્તિ) | ૧૯૨૬ |
| ૧૯, | કુરુક્ષેત્ર, પ્રથમ કાંડ, યુગપલટો (૩ જી આવૃત્તિ) | ૧૯૨૬ |
| ૨૦, | કુરુક્ષેત્ર, દ્વાદશ કાંડ, મહાસુદર્શન (૨ જી આવૃત્તિ) | ૧૯૨૭ |
| ૨૧, | ઉદ્બોધન (૨ જી આવૃત્તિ) | ૧૯૨૭ |
| ૨૨, | અર્ધશતાબ્દિના અનુભવબોલ (૨ જી આવૃત્તિ) | ૧૯૨૭ |
| ૨૩, | સંસારમન્થન (૨ જી આવૃત્તિ) | ૧૯૨૭ |

પ્રેમભક્તિ—ગ્રન્થમાળા

# ન્હાના ન્હાના રાસ

## ભાગ ૩ જો

ન્હાનાલાલ દલપતરામ કવિ


વિ. સં. ૧૯૯૩ ઈ. સ. ૧૯૩૭

દોઢ
કિંમત ~~સવા~~ રૂપીઓ



પ્રકાશક : ન્હાનાલાલ દલપતરામ કવિ,
એલિસ પૂલ, અમદાવાદ

આવૃત્તિ ૧ લી પ્રત ૧૨૫૦

૧૯૨૭ ની સાલ પછી પ્રેમભક્તિ–ગ્રન્થમાળાના પ્રત્યેક ગ્રન્થની પ્રત્યેક પ્રત ઉપર કર્તાની ટૂંકી સહી હોય છે.

મુદ્રક, અને મુદ્રણસ્થાન :
**પટેલ રણછોડભાઈ વાઘજીભાઈ**
શ્રી નારાયણ પ્રિન્ટિંગ પ્રેસ, પી. ધનજીભાઈના કારખાના સામે,
લદ્દ, અમદાવાદ.

## જીવનના જળ

ચાલોને સહિયર ! જમનાને કાંઠડે
જીવનના જળ ભરવા રે,
જીવન ભરવા ને આત્મા તરપવા,
ઉરની લહરે લહરવા રે
ચાલોને સહિયર ! જમનાને કાંઠડે

શ્રી કૃષ્ણે ભરિયા, ને રાધિકાએ ભરિયા,
ગોપિકાએ દિલ ભર્યાં ગરવા રે,
જગના રસિક ! સહુ આવજો એ આરે,
રસના વિહારે વ્હા વિહરવા રેઃ
ચાલોને સહિયર ! જમનાને કાંઠડે

# પ્રસ્તાવના

રાસ એટલે કાવ્યફૂલડું ન્હાનકડું. મઘમઘતું સૌન્દર્ય સુગન્ધાળું શતદળ કમળ સમુ કોક મ્હોટુ હોય; ઘણા ખરા પારીજાતક સમા મધુર સુકુમાર દેવસુગન્ધાળા હોય. પારીજાતકનો ફૂલછોડ દેવર્ષિ નારદ પૃથ્વીમા લાવ્યા હતા; રાસનો રસછોડ શ્રી કૃષ્ણચન્દ્રે લાવી ગુર્જરભૂમિમા રોપ્યો છે. રાસ એ શ્રી કૃષ્ણદીધો ગુર્જરવારસો છે

મ્હારા રાસનો પ્રથમ ભાગ ઈ સ ૧૯૧૦ મા છપાયો હતો ગરબાને માટે રાસ શબ્દ આપણે ત્ય્હાં ત્ય્હારથી નવશિક્ષિતોમાં પ્રચલિત થયો. અને બીજો ભાગ ૧૯૨૮મા છપાયો હતો. એ પછી આજ નવેક વર્ષે આ ત્રીજો ભાગ છપાય છે ૧૯૧૦થી ૧૯૩૭–એ ૨૭ વર્ષોમા લગભગ પચ્ચાશેક ઉપર રાસસગ્રહો, સ્વરચેલા ને પરરચેલા રાસોના, ગુજરાતે છપાયા હશે કોક જ કવિતાગાનાર આજ નો હશે, જે રાસ નહિ લખતા હોય. આપણી એ ખીલી નીકળેલી રાસપ્રવૃત્તિનો અર્થમર્મ શો ?

પૂર પેરે છલકાતી ગુજરાતની રાસપ્રવૃત્તિનો અર્થમર્મ હુ એ સ્હમજું છુ કે **ગુર્જરસુન્દરીના હૈયાવાસી અબોલ ભાવ બોલતા, બલ્કે ગુજરાતભરમાં ગાજતા કરવાના સહુ નવકવિઓને કોડ છે**

અને એ કવિકોડ કાંઇ અવળ પગલાંના કાવ્યકોડ નથી. રાસનાં ગીતો એટલે અડધોઅડધ ગુર્જરમહાપ્રજાનાં હૈયાગીતો. સમગ્ર છાપામંડળ ( Associated Press ) નો એક તાર આવે તે છાપાછાપામાં છપાય; રેડિયોનું મધ્યવર્તી વીજચક્ર એક વીજળી છોડે એ વીજળી નાચતીરમતી દૂરઅદૂરના કુળવાસોમાં જઇને પડઘા પાડે; એમ રાસવીજળ પણ ઘરઘરમાં ઝીલાય છે ને હૈયે હૈયે પડઘા પાડે છે. મોરલી બોલે ને મણિધર ડોલે; એમ જનતાનાં હૈયાહિન્ડોળ ડોલાવે એ જ સાચી કવિતા. દૂધઘીનાં સોનારૂપાનાં હીરામોતીનાં કે કવિતાનાં જનતા મૂલવે એ જ સાચાં મૂલ.

થોડાંક વર્ષો ઉપર જૂના રાસોનો આપણો એક રાસસંગ્રહ છપાયો હતો. સંગ્રહકારનો શ્રમ ઠીક હતો. એક પ્રત મ્હને મોકલી અભિપ્રાય પૂછાવ્યો ઉત્તરમાં પૂછયું કે અર્વાચીન ગુજરાતની નવશકુન્તલાઓને આ રાસસંગ્રહ સન્તોખશે તો ખરો ને? ચાળીસેક વર્ષોની રાસરચનાના અનુભવ પછી આજે યે મ્હને લાગે છે કે મ્હારા કે પરના, જૂના કે નવા, સ્વરચ્યા કે પરરચ્યા—સૌ રાસસંગ્રહોનું સાચું ને પરમ પરીક્ષાસૂત્ર એ છે કે ગુજરાતની નવશકુન્તલાઓને એ રાસસંગ્રહ સન્તોખશે ખરા?

ન્હાના ન્હાના રાસના પ્રથમ ભાગની પ્રસ્તાવનામાં કહ્યું હતું કે આપણા રાસમાં સંગીતનાં ત્રણે અંગો છે: ગીત વાદ્ય અને નૃત્ય. આપણે ત્ય્હાંનાં પરદેશી છાપાંઓ રાસરમણાને આજ Garba Dance કહે છે. એકદા એક

સમારંભ ઉજવાતો હતો ને રાસ ગાતી શ્યામાઓ ઘૂમતી હતી. સભામંડળમાં હિન્દુ કે ગુજરાતીઓ જ માત્ર ન હતા; પારસી હતા, ઇસ્લામી હતા, મદ્રાસી હતા; ઇંગ્રેજ અમેરિકન જર્મન સન્નારીઓ હતી. વાતવાતમાં અમેરિકન બાનૂને કહ્યું કે આપના Ball નૃત્યમાં ગીતટહુકો પૂરાશે ત્હારે બોલ નૃત્ય ગુજરાતણના રાસની હારમા આવશે

રાસઘૂમણ એ બ્રહ્માંડઘૂમણની પ્રતિછાયા છે. શ્રી કૃષ્ણચન્દ્રે ગોકુળમાં માતાને મુખમાં વિશ્વદર્શન કરાવ્યું હતું; કુરુક્ષેત્રમાં ગાંડીવધન્વાને વિરાટદર્શન કરાવ્યું હતુ; વૃન્દાવનમાં ગોપગોપીઓને બ્રહ્માંડઘૂમણની પ્રતિછાયામાં ઘૂમાવ્યાં હતાં. ઇતિહાસની ને કવિતાની એ જગદ્હેરખડો કોક કારમી માયામૂર્તિ છે. કૃષ્ણચન્દ્રે ને ભાગવતકારે રાસ જગતવિખ્યાત કીધા.

ગીત વાદ્ય અને નૃત્ય ઉપરાન્ત સૌન્દર્યનું એક ચોથું રસતત્ત્વ રાસકલામાં હમણાં હમણાં અધિકું ખીલતું પેખાય છેઃ અને તે રાસઝીલનારીઓના અંગમરોડનું વિધવિધનું કલાદર્શન. સહુ કલાઓનું એક આન્તરતત્ત્વ છે સંયમ. અને સંયમમાં રહીને એ અંગમરોડનું કલાતત્ત્વ ખીલાવાશે તેટલું તે રાસને અલંકારરૂપ થશે.

આ રાસસંગ્રહમાં પણ એક નવું તત્ત્વ વિકાસ પામેલું પેખન્દાને પેખાશેઃ અને તે Ballad નું. Ballad એટલે વર્ણનાત્મક કે ઇતિહાસાત્મક, પણ કાંઈક આછો વાર્તાઆત્મક રાસ. મ્હારાં કાવ્યોના પ્રથમ ભાગમાંનું ઘણુંનું ગોપકાવ્ય વર્ણનાત્મક *Ballad* છે. સરવરિયાં ડોલ્યાં, દૂધમાં સાકર,

અને એવા બીજા આ સંગ્રહમાંના કેટલાએક રાસો Ballads છે. Balladવ આપણે લ્હા લખાતાં, ને આપણે એમને રાસડા કહેતા. સૂરજમલનો વીરરંગીલો રાસડો, બા કુંવરબાનો કરૂણછાયાળો રાસડો આપણા પ્રાચીન Ballads છે. બ્હારવટિયાઓના અદ્ભુત ઐતિહાસિક પ્રસંગોના એવા પ્રાચીન રાસડા શોધનારને પ્રાચીન સાહિત્યમાંથી ઘણા જડશે. એમનાં લેખકલેખિકાઓ, પેલા આંગ્લકવિ ગ્રેએ ગાયેલા છે એવાં, અજ્ઞાત, અને મહાકાળ અજ્ઞાત રહેવાને સરજાયેલાં, વનમા ખીલી વનમા પમરી, વનમા કરમાતાં વનફૂલડા સમાં કાવ્યફૂલડાં હોય છે.

ગુજરાતણ ' ત્હારી સાડી રસિક સલજ્જ મર્યાદાશીલ, અને તેથી અજોડ, નારીપરિધાન છે અને એવા ત્હારા રાસ છે. ત્હારે ટહુકે ત્હારો જુગ જાગે છે ને ત્હારૂં જગત જાગે છે.

જુગજુગની વાતો રે ફ્હાનડ ' ત્હારી બંસી મંહી.

પેલા કહાનડની બંસીની પેઠે ત્હારી રાસબંસીમા યે જુગજુગની વાતો છે. એ સહુને એવા જ રસિક સલજ્જ મર્યાદાશીલ, અને એથી અજોડ, સદા રાખજે. સાગરને કાંઠે કાંઠે વેલ ઉગે છે, સાગરવાસીઓ એને મર્યાદાવેલ કહે છે. મર્યાદાવેલની પાછળ જોગીવેશધારી રાવણરાયથી યે સીતાજી અનભેવાસી હતાં. માઝા ન મૂકે એ સાગર; રસની માઝા ન મૂકે એ સૌન્દર્યરાણી સુન્દરી.

ચૈત્રી પડવો, વિ સં. ૧૯૯૩

ન્હાનાલાલ દલપતરામ કવિ

# અનુક્રમણિકા

## ૧, મોરલી બોલે છે

ઉંડા ઉંડા મહાવન ક્‌હાંય રે મોરલી બોલે છે;
ઘેરી કુંજની ઘટાઓને છાંય હો! મોરલી બોલે છે.

ક્‌હાંથી ક્‌હાંથી આવીં વણદીઠા વાયુ વહે?
ક્‌હાંથી ક્‌હાંથી લાવીં અણઉકલી વાતો કહે?

આઘે આઘે દિશાઓને ઘાટ રે મોરલી બોલે છે;
પેલી કાળની કાળંદરીને વાટ હો! મોરલી બોલે છે.

આ તે ગુફાના ગાભ? કે અફાટ મહેરામણ પડયો?
આ તે અતળાં આભ? કે માનવલોકની કન્દરા?

મહામોઘા આયુષ્યના બોલ રે મોરલી બોલે છે,
કોઇક બ્રહ્માડપારના કોલ હો ! મોરલી બોલે છે

કોના આવ્યા કહેણુ ? કોના આવ્યા સોણુલા ?
કોના સાભળુ વેણુ ? કોના આ પડઘા પડે ?

મ્હારા જીવનના મહાવન મ્હાય રે મોરલી બોલે છે,
મહાકાળની ઘટાઓને છાય હો ! મોરલી બોલે છે

એક અણુદીઠી અખડ ને અનન્ત રે મોરલી બોલે છે,
'ઘટઘટમા વસન્ત છે, વસન્ત' હો ! મોરલી બોલે છે.



## ૨. ધીમેથી બોલજે



ધીમેથી બોલજે એ બોલ,
હો મીઠા મીઠા
ધીમેથી બોલજે એ બોલ.

ફૂલના પરાગ સમો,
હૈયાના રાગ સમો,
બોલે જ્યમ ચન્દ્રિકા મદલોલ:
એવો મીઠો મીઠો
ધીમેથી બોલજે એ બોલ.

ધીમેથી બોલજે એ બોલ,
હો મીઠા મીઠા
ધીમેથી બોલજે એ બોલ.

❦

## ૩, ગોરી ગરબે



રાજને આંગણિયે ગોરી
ગરબે રમવા આવ્યા જો !
'પાટણના પરધાને અમને
બ્હેન કહી બોલાવ્યા જો !'

ચન્દ્રે જોયું, સૂરજે સાંભળ્યું,
સાંભળ્યું મા ને બાપ જો !
તે દીના નગરી ને દેશના
ઉઘડિયા કમાડ જો !

ગોરી તો ગરબે ઘૂમે, ને
અંગે તેજના ચીર જો !
તારલિયે વધાવ્યા અમને,
જનતા છે અમ વીર જો !

અનલોના દુંદુભી વાગે, ને
ચોકમાં ચન્દરવા જો !
વીરને આંગણિયે બ્હેનબા
ગરબે રમવા આવ્યા જો !

❧

# ૪, વસન્તનાં સોણલાં

૧, સોણલાં આવે આયુષ્યની વસન્તનાં;
આજ મ્હારે આયુષ્યદેવનાં પર્વ, રાજ !
સોણલાં આવે આયુષ્યની વસન્તનાં.

આજ મ્હારે આંગણે ઢોળાય તેજ દેવનાં;
તેજ કેરાં કિરણે કિરણે જયગર્વ, રાજ !
સોણલાં આવે આયુષ્યની વસન્તનાં.

૨, આજ મ્હારે કરમાણી કુંપળો પાંગરે;
આજ મ્હારે સૂકાં લીલમલીલાં થાય, રાજ !
સોણલાં આવે આયુષ્યની વસન્તનાં.

આજ મ્હારાં સ્વપ્નાં ઉતરે સંસારમાં;
આજ જગે નવલા પરિમળો વાય, રાજ !
સોણલાં આવે આયુષ્યની વસન્તનાં.

૩, આજ મ્હારે આંબે આંબે મ્હોર મ્હોરિયા;
આજ મ્હારે ઉરમાં બોલે છે સિતાર, રાજ !
સોણલાં આવે આયુષ્યની વસન્તનાં.

આજ મ્હારે આશાની વેલડ ફોરતી;
આજ મ્હારે ઉડવાં અનન્ત મોઝાર, રાજ !
સોણલાં આવે આયુષ્યની વસન્તનાં.

૪, સોણુલાંનાં સાળુડે છંટાણા રંગછાંટણાં;
સોણુલાંનાં ધરતીમા ઉઘડયાં ફૂલ, રાજ !
સોણુલાં આવે આયુષ્યની વસન્તના.

સોણુલા સજીવન છાટે સસારને;
સોણુલાંનાં મનનાં મોતી સમા મૂલ, રાજ !
સોણુલા આવે આયુષ્યની વસન્તનાં.

૫, તેજ કેરો અંગુલિ અનન્તને આલેખતી;
કેવી વીતે આજ ને કેવી જશે કાલ, રાજ !
સોણુલાં આવે આયુષ્યની વસન્તનાં.

દિશાઓની દૂહેરીએ ચ્હડી સૂર્ય થંભીને
કાળમન્ત્ર લખતો વસુન્ધરાને ભાલ, રાજ !
સોણુલાં આવે આયુષ્યની વસન્તનાં.

૬, સોણુલાં બાંધે ત્રિકાળને તોરણો,
સોણુલાં સરજે નવા સંસાર, રાજ !
સોણુલાં આવે આયુષ્યની વસન્તનાં.

આજ મ્હારે આકાશ આગણે ઉતરે;
આજ મ્હારે ઉગે નવસૃજનના સ્હવાર, રાજ !
સોણુલાં આવે આયુષ્યની વસન્તનાં.

## ૫, આગમની વાતો

આગમની વાતો કહો, વાતો કહો:
હાં રે આવો, અગોચર દેશના પ્રવાસી!
આગમની વાતો કહો, વાતો કહો.

હાં રે ભૂત—વર્તમાન યથામતિ વાચ્યા;
હાં રે એવા ભાવીના અક્ષરો છે સાચાઃ
આગમની વાતો કહો, વાતો કહો.

હાં રે સાગર ન્હાયા, ને તેજદેશે ઉડયા;
હાં રે ઉપર દેવનાં દરબાર દીઠા રૂડા:
આગમની વાતો કહો, વાતો કહો.

હાં રે કાને સાંભળ્યું ને આંખડીએ દીઠું;
હાં રે એથી હૈયાનું સ્વપ્નું છે મીઠું :
આગમની વાતો કહો, વાતો કહો.

હા રે તપતો મધ્યાહ્ન, પછી પડી રાત્રી,
હા રે કાલે પાડશે પ્રભાત જગવિધાત્રી
આગમની વાતો કહો, વાતો કહો

હા રે આવો, અગોચર દેશના પ્રવાસી !
આગમની વાતો કહો, વાતો કહો



## ૬, સોનેરી સોણુલાં

નારંગી આભ, મંહી ચંપેરી આભલાં;
આછેરી નીન્દ, મંહી સોનેરી સોણુલાં.
દેવદીધાં સોણુલાં,
મીઠાં મીઠાં સોણુલાં,
મોંઘાં મ્હારાં સોણુલાંઃ
નારંગી આભ, મંહી ચંપેરી આભલાં.

આછી–આછી નીન્દ, મંહી નયનજ્યોત ન્હાઈ છે;
જગતથી જંપીને ઘડી ઝીન્દગી જંપાઈ છે;
મેહુલિયાની પાંખ શી ત્હાં સ્વપ્નલીલા છાઈ છે;
દેવોની આંખડી શી સ્વર્ગની એ વધાઈ છે.

માનવી રે! ત્હારાં આયુષ્યનાં સોણુલાં;
દેવદીધાં સોણુલાં,
જીવનનાં સોણુલાં,
આવજો એ સોણુલાંઃ
નારંગી આભ, મંહી ચંપેરી સોણુલાં.

## ૮, વ્રજરાજ! ત્હારી વાંસળીએ



હો વ્રજરાજ! ત્હારી વાંસળીએ.

લખ્યુ કંઇ કંઇ આંખડી–આંખડીએ,
વ્રજરાજ! ત્હારી વાસળીએ.
લખ્યુ હૃદયકમળની પાંખડીએ,
હો વ્રજરાજ! ત્હારી વાંસળીએ

પ્રેમપરિમળ પૂર્યો પરમ કઈ
નર્તન્તાં ફૂલફૂલડિયે,
વ્રજરાજ! ત્હારી વાંસળીએ.
લખ્યું વનની વેલડવેલડીએ,
હો વ્રજરાજ! ત્હારી વાંસળીએ.

ઇન્દ્રરંગ પૂરીને રસમન્ત્રો
લખ્યા ઘૂમતી રસવાદળીએ,
વ્રજરાજ! ત્હારી વાંસળીએ.

લખ્યું રાસરમણ રૂપપૂતળીએ,
હો વ્રજરાજ ! ત્હારી વાંસળીએ

હૈયાવેધણ હૃદયક્રચાઓ ✗ +
અજબસલૂણી લખી વિજળીએ,
વ્રજરાજ ! ત્હારી વાંસળીએ.
લખ્યુ કંઈ કંઇ તારલી–તારલીએ,
હો વ્રજરાજ ! ત્હારી વાસળીએ.

અભયવચન દીધ જનકુળને,
અમે સાભળ્યુ એ તો ગોકુળિયે,
વ્રજરાજ ! ત્હારી વાંસળીએ.
લખ્યું જગપાવન તુજ પાવલિયે,
હો વ્રજરાજ ! ત્હારી વાસળીયે

હો વ્રજરાજ ! ત્હારી વાંસળીએ.

## ૯. માનવકુળ જાગે છે

અહો ! માનવકુળ જાગે છે,
દેવની નોબત વાગે છે.

નાર જાગ્યાં, બ્રહ્મચાર જાગ્યા,
જાગ્યા સબ સંસારા;
જાગ્યાં ગુફાવાસી જોગી ને જોગણો,
જાગ્યા જગાવણહારા;
અહો ! માનવકુળ જાગે છે,
દેવની નોબત વાગે છે.

તેજતેજની વરસે અગમ્યેથી
બ્રહ્માંડે બ્રહ્મવિભૂતિ;
જાગીને જોઉં ત્હાં તો જગતને મન્દિર
ઉગ્યો યોગ અવધુતી,
અહો ! માનવકુળ જાગે છે,
દેવની નોબત વાગે છે.

ક્યારી ક્યારીમાં સોનલરૂપલા
        પ્રગટ્યા બ્રહ્મજવારા;
યુગયુગની વીણા બોલે, સાધુ હો !
        'ઓહંકારા' 'ઓહંકારા';
  અહો ! માનવકુળ જાગે છે,
  દેવની નોબત વાગે છે.

'દેવની નોબત વાગે છે,
અહોહો ! માનવકુળ જાગે છે.



## ૧૦, વસન્ત હ્યો !

આજે વસન્તની પંચમી, વસન્ત હ્યો !
જગતે ઝીલાય દેવનાં અમી, વસન્ત હ્યો ]

વેલે વેલે ફૂલ્યાં ફૂલડાં, વસન્ત હ્યો !
નયને નયને તેજ ઉઘડ્યાં, વસન્ત હ્યો !

કિરણો પ્રફુલ્લી કળીઓ થયાં, વસન્ત હ્યો !
નવલા પરાગ પૃથ્વીમાં વહ્યા, વસન્ત હ્યો !

સંજીવન ફોરે છે ફુવારીઓ, વસન્ત હ્યો !
દેવરંગે છાંટી જગતક્યારીઓ, વસન્ત હ્યો !

આત્માની પાંખડીઓ ફરફરે, વસન્ત હ્યો !
ટોડલે બેસીને મેના તરવરે, વસન્ત હ્યો !

આંગણુ અજવાળાં ઉતર્યાં, વસન્ત હ્યો !
હૈયાના રંગ દેહે નીતર્યાં, વસન્ત હ્યો !

છાબ ભરી આવો રસમાળણી, વસન્ત હ્યો !
ટહુકે વૈતાલિણી વસન્ત હ્યો, વસન્ત હ્યો !

## ૧૧. વસન્તની વાંસળી

હાં રે જુગ જાગે, રે જુગ જાગે!
હાં રે નવવસન્ત કેરી વાંસલડી વાગે,
રે! જુગ જાગે.

હાં રે ધર્યાં ધરતીએ વસન્તરંગ રૂડલા,
હાં રે નયનનયને ઉગ્યાં વસન્તફૂલડાં,
રે! જુગ જાગે.

હાં રે આંબે આંબે એ મંજરીઓ મ્હોરી;
હાં રે દેવસુન્દરીની ફોરમો રહી ફોરી,
રે! જુગ જાગે.

હાં રે તેજઝારીઓએ દેવદેવી આવે;
હાં રે સંજીવનની વસન્તિકા વધાવે,
રે! જુગ જાગે.

હાં રે સૌ સોહાગિયાં વસન્ત સભામાં ખીલજો!
હાં રે જગતલોક! આ વસન્તજુગ ઝીલજો!
રે! જુગ જાગે.

હાં રે જુગ જાગે, રે! જુગ જાગે.

## ૧૨, વસન્ત રાણી રમણે ચ્હડી રે લોલ



૧, આવો આવી વસન્તની પૂર્ણિમા પ્રભાળી,
વસન્ત રાણી રમણે ચ્હડી રે લોલ;
બેઠી નવસૃજનની ઋતુ જો! રસાળી,
વિરાટભાલે પગલી પડી રે લોલ.

૨, વાયા વાયા સંજીવન ગેહગેહે
સંસારિયામાં ફૂદડી ફરે રે લોલ,
દિલ કેરા રંગ કાંઇ દીપતા દેહે,
કે આભમાં તેજે તરે રે લોલ

૩, ફૂલડાં ફૂલડાં શું લે—દે તાળી,
અનન્તમાં પડઘા પડે રે લોલ;
દેવમંદ્યે દુનિયાંમાં દેવઋતુ હાળી,
નિશાન એનાં ગગને ચ્હડે રે લોલ.

૪, કોકિલા કોકિલાને બોલાવે,
વસન્તની વાતો કરે રે લોલ,

કિરણો કિરણોને કહેણુ કઇક કહાવે,
ને દેવના સન્દેશા ઝરે રે લોલ.

૫, આવી આવી વસન્તની પૂર્ણિમા પ્રભાળી,
વસન્ત રાણી રમણે ચ્હડી રે લોલ,
સૂર્યે નવસૃજનની આંખડી ઉઘાડી,
વિરાટભાલે ટીલડી પડી રે લોલ.

૬, આવી આવી વસન્તની પૂર્ણિમા પ્રભાળી,
વસન્ત રાણી રમણે ચ્હડી રે લોલ



## ૧૩, કળાયેલ મોરલો

———૦———

જમનાને કાંઠડે કળાયેલ મોરલો,
　　મોરલા રે! ત્હારાં મનગમતાં મૂલ,
રાજમ્હેલને કાંઠડે કળાયેલ મોરલો,
　　મોરલા રે! આપું દિલમાનાં ફૂલ.

ઘેરી કદમ્બનો ઘટાઓ મનોહરી,
　　મોરલા રે! ત્હારી ઉંચી એ ડાળ;
ઉરની ઘટાઓ યે ગહનઘેરામણી,
　　મોરલા રે! આવ્યે ઉરનીરને પાળ.

જમનાને કાંઠડે કળાયેલ મોરલો,
　　મોરલા રે! ત્હારા મનગમતા મૂલ.

## ૧૪, લજામણીનો છોડ

નમણો લજામણીનો છોડ,
એ છોડ બ્હેન! કોણ વાવ્યો રે?
સૌન્દર્યદેશમા અજોડ
એ છોડ બ્હેન! કોણે વાવ્યો રે?

મેહુલો મહાનુભાવ, ઉર રમન્ત વીજળી;
એવાં કીકીનાં કામણના કોડ·
એ છોડ બ્હેન! કોણે વાવ્યો રે?

પૂર્ણિમાનો પીયુષવાહી ચમકે છે ચન્દ્રમા,
એવા મલકે સોહાગી દેવમ્હોડઃ
એ છોડ બ્હેન! કોણે વાવ્યો રે?

રંગરંગ રેલતી ઉષાની રંગચુન્દડી;
એવાં ઉગતાં આયુષ્યનાં મ્હરોડઃ
· એ છોડ બ્હેન' કોણે વાવ્યો રે?

મોરલાની કલગીની ડોલે કિરણાવલિ;
એવા મુગ્ધાના મનના મરોડઃ
એ છોડ બ્હેન! કોણે વાવ્યો રે?

નમણો લજામણીનો છોડ—

❦

## ૧૫, આહીરિયાં અજાણ

અમે તો આહીરિયાં અજાણ,
સુજાણ ! ત્હમે શા શા જાણ્યાં રે ?

સૂર્યના સોહાગમા ને ચન્દ્રના પરાગમાં
ફૂલડાંના પ્રફુલ્લેલા પ્રાણ:
સુજાણ ! ત્હમે શા શાં જાણ્યાં રે ?

ઉગન્તી આશનાં કે આથમી નિરાશનાં
સજ્જનોના આત્મનાં ઉડાણ:
સુજાણ ! ત્હમે શાં શાં જાણ્યાં રે ?

સલૂણા સ્હવારની કે શીળી મીઠી સ્હાંજની
પ્રેમીઓના પ્રેમની રસમાણ:
સુજાણ ! ત્હમે શા શા જાણ્યાં રે ?

પુણ્યના પ્રકાશમા કે પાપના અન્ધારમાં
હૈયાના રત્ન કેરી ખાણ·
સુજાણ ! ત્હમે શા શાં જાણ્યાં રે ?

માનવીની મેદની કે ગહન કો એકાન્તમા
સુન્દરીની આંખડીની આણ
સુજાણ ! ત્હમે શા શા જાણ્યા રે ?

અમે તો આહીરિયા અજાણ,
સુજાણ ! ત્હમે શા શા જાણ્યા રે ?



# ૧૬, સૌન્દર્યના દેશ

હો સાજન! ક્ય્હાં છે સૌન્દર્યના દેશ?

દિલને રમાડે, દૃષ્ટિ રીઝાવે,
આત્માને અમૃત પાય;
યુગયુગનાં આયુષ સરજે, ને
વિશ્વ સકળને ન્હાય:
સાજન! ક્ય્હાં છે સૌન્દર્યના દેશ?
ક્ય્હાં છે સૌન્દર્યના દેશ?
હો સાજન! ક્ય્હાં છે સૌન્દર્યના દેશ?

અંગ ત્રિભંગ, અનંગ સરિખડો,
ફૂલડાં શો વદનવિલાસ;
નયન હસે નેહનીતરતા જ્ય્હાં,
હૈયાનાં હુલસે હાસઃ
સજની! ત્ય્હાં છે સૌન્દર્યના દેશ.
ત્ય્હાં છે સૌન્દર્યના દેશ,
હો સજની! ત્ય્હાં છે સૌન્દર્યના દેશ.

ફૂલ ઉગ્યુ એક દિલને સરોવર,
શેરતુ અજબ પરાગ,
પર્વતશિખરે ઉડતો મધુપ એ:
ક્ય્હાથી જાગ્યા અનુરાગ?
સાજન ! ક્ય્હાં છે સૌન્દર્યના દેશ ?
ક્ય્હા છે સૌન્દર્યના દેશ ?
હો સાજન ! ક્ય્હા છે સૌન્દર્યના દેશ ?

વીજળી ઉડે, કોઈ મેઘ ઝીલે, ને
ફફડાવે રસભીની પાખ;
પ્રીતમપ્રિયના પ્રારબ્ધ ઘડે જ્ય્હાં
ચાંદાસૂરજનો સાખ·
સજની ! ત્ય્હાં છે સૌન્દર્યના દેશ
ત્ય્હા છે સૌન્દર્યના દેશ,
હો સજની ! ત્ય્હા છે સૌન્દર્યના દેશ

## ૧૭, આયુષ્યનો ભયો ભોર

ત્‍હારે નેણુલે ઠમકે મોર,
ત્‍હારી કીકીમા ચમકે ચકોર.
ત્‍હારે નેણુલે ઠમકે મોર .

જગને ઝુડ ઝૂક્યો'તો આષાઢી ગોરંભો ઘનઘોર,
અન્ધારવીંધતાં તેજકિરણ શો ત્‍હા
ગાજ્યો ત્‍હારો મદશોર'
ત્‍હારે નેણુલે ઠમકે મોર

કુંકુમવર્ણો બાણ ઉષાના ઉડે એવો ત્‍હારો તોર;
શરદભરી ફૂલવાડી ફોરે એવો
ફોર્યો પ્રભાતને પ્‍હોરઃ
ત્‍હારે નેણુલે ઠમકે મોર.

બ્રહ્માંડભરતીની રેલતી રેલતી આવી બ્રહ્મઝકોર,
છોળ છલી છલકાઇ ગગનઉર,
આયુષ્યનો ભયો ભોર'
ત્‍હારે નેણુલે ઠમકે મોર

ત્‍હારી કીકીમાં ચમકેચકોર.
ત્‍હારે નેણુલે ઠમકે મોર

## ૧૮, વસન્તમાં

વિશ્વ મહીં એહ ના સમાયા,
　　કે વાયુ કાંઇ વાયા વસન્તમાં,
વાડીએ વેલડ ઝૂલે,
　　ને ફૂલડાં ફૂલે વસન્તમા.
મરતીને ન્હોતા આરા,
　　ને ફૂટતા ફૂવારા વસન્તમાં,
દરિયાવના મોજ ઝાઝા,
　　મા મૂકશો માઝા વસન્તમાં.

વન માંહિ એહ ના સમાયા,
　　કે વાયુ કાંઇ વાયા વસન્તમાં;
આંબલે મંજરી મ્હોરી,
　　ન જાય સકોરી વસન્તમા.
લહરે લહરે એ લ્હેકે,
　　કંઈ મધુરી મ્હેકે વસન્તમાં;
મૂલવનારા મોંઘા,
　　ને ભમરા સોંઘા વસન્તમાં.

ઉર મંહી એહુ ના સમાયા,
કે વાયુ કાંઇ વાયા વસન્તમાં;
દેહની ડાળીએ મીઠાં
કે ફૂલડાં બેઠાં વસન્તમાં.
ચન્દ્રમાનાં જેવાં ઝરણો
એ નેણુનાં કિરણો વસન્તમાં;
હૈયાનો રંગ હતો ઘેરો,
કે વિધિ છે નમેરો વસન્તમાં.



## ૧૯, ભૂલી આવી

હા રે સખિ! એવા શા કામણુ એ જનમા?
ભૂલી આવી હુ તો કાઇક પ્રેમવનમા

હા રે સખિ! ફૂલે ફૂલે મધૂપ માણુતા,
ભૂલી આવી હુ તો કાઇક ત્યહા ફુલનમા

હાં રે સખિ! જોબનનાં ઝૂલતા'તા ઝૂમખા,
ભૂલી આવી હું તો કાઇક એ જોબનમા

હા રે સખિ! ઉડતી સમાય વીજ મેહુલે,
ભૂલી આવી હુ તો કાઇક ત્યહા ગગનમા

હા રે સખિ! સૌજન્ય ઝરતુ'તુ હાસ્યને,
ભૂલી આવી હુ તો કાઇક એ હસનમા

## ૭૦, મહેમાન મનગમતા

---

૧, મ્હારે આગણુ આવ્યા'તા અતિથિ,
રે મહેમાન મનગમતા,
આખે દીઠા વધાવી આરતીથી
રે મહેમાન મનગમતા

૨, એને છોગલે તેજ કોક રમતા,
રે મહેમાન મનગમતા,
નમણાં નેણમા દેવભાવ નમતા,
રે મહેમાન મનગમતા.

૩, એની ભમ્મરોમા ભૂરકી ભરેલી,
રે મહેમાન મનગમતા,
વદને જયપ્રભા વિધાત્રીની વરેલી,
રે મહેમાન મનગમતા.

૪, કીકી કારમા ગીત કોક ગાતી,
રે મહેમાન મનગમતા,
એની મુદ્રામા મોહિની છવાતી,
રે મહેમાન મનગમતા.

૫, જેવા નિર્મળા પરાગ મોગરે છે,
રે મહેમાન મનગમતા,
એવા અગમાથી આત્મ નીતરે છે,
રે મહેમાન મનગમતા.

૬, એણે ભિક્ષાન્ન દેહિનો બોલ નાખ્યો,
રે મહેમાન મનગમતા,
કોક અગોચર દેશને દાખ્યો,
રે મહેમાન મનગમતા.

૭, જોગી જાદુ કરીને ક્યહાંક ચાલ્યા,
રે મહેમાન મનગમતા,
એક ક્ષણમાં યુગના સન્દેશ આલ્યા,
રે મહેમાન મનગમતા

## ૨૧, હીરલો જળમાં પડયો



નેણલે વરસે છે નીર,
　　　　હીરલો જળમાં પડયો રે;
આંખડી તલસે અધીર,
　　　　હીરલો જળમાં પડયો રે.

અતલ ને અગાધ પેલા જલધિનાં પૂર છે,
જોતી'તી ઝરૂખે ઉભી કેવાં એનાં નૂર છે,
સર્યો, પડયો, ગયો ક્ષણમાં, ખાલી હવે ઉર છે.

ભીંજે મ્હારાં રમરંગી ચીર,
　　　　હીરલો જળમાં પડયો રે,
શોધી કોઇ આપશો ? હો વીર ?
　　　　હીરલો જળમાં પડયો રે.



## ૨૨. ગુજરાતણના બાણ

અમ ગુજરાતણના બાણ

સૂરજના કિરણ સમાન રે,
અમ ગુજરાતણના બાણ,
ઝીલજો કો ચતુરસુજાણ રે
અમ ગુજરાતણના બાણ.

રૂપરૂપની એ વેલડ છે,
ગીતગીતની એ ઘેલડ છે,
ફૂલડાંના ડંખ સમાન રે
અમ ગુજરાતણના બાણ,
ચૂકવશે દિલના દાણ રે
અમ ગુજરાતણના બાણ

અબળા એને અગે છે,
કાળિકા કવચ જગે છે,

મિહણુના ડખ સમાન રે
    અમ ગુજરાતણુના બાણ,
નમણીનાં નયનની આણ રે
    અમ ગુજરાતણુના બાણુ

પૂર્ણિમા કીકીમાં ઝીલતી,
મધ્યાહ્‌ન નયનથી ઝરતી
વિધિના કૌ ડખ સમાન રે
    અમ ગુજરાતણુના બાણુ,
પડછન્દે પૂરતી પ્રાણ રે
    અમ ગુજરાતણના બાણુ.

અમ ગુજરાતણુના બાણુ



## ૨૩, મોરૂ! મોરૂ!

મોરૂ ! મોરૂ ! ક્યહાં થકી જઈશ ?
ભમરભૂલી મોરલી રે !
અણુમાંથી ઉડી ઉડી જઇશ,
અમર મ્હારી મોરલી રે !

ફરતી છે પર્વતમાળ,
ભમરભૂલી મોરલી રે !
ગરૂડ શી ગિરિને ફ્હીશ,
અમર મ્હારી મોરલી રે !

ચોગમ ચ્હડી આવ્યા મેઘ,
ભમરભૂલી મોરલી રે !
વીજળી શી ઘનને વીંધીશ,
અમર મ્હારી મોરલી રે !

નીલઘેરૂં ઘેરે આકાશ,
ભમરભૂલી મોરલી રે !
વાદળના પટ ફોડી જઈશ,
અમર મ્હારી મોરલી રે !

વનમાંથી આવ્યા વનમાળી,
ગૂથી ફૂલમંડળી રે;
છાટયા કંઈ અદ્દભુત મંત્ર
ભરી ઉરઅંજલિ રે,
કહે, સખિ! ક્યહાં થકી જઇશ ?
ભમરભૂલી મોરલી રે!

અમથી શું પજવો છો આમ?
ભૂલી પાડો એકલી રે?
આંજો મા આંખે અન્ધારા,
નથી મ્હારી બેલડી રે.
તૂટશે કંઇ વજ્રના બન્ધ,
નહી તૂટે ફૂલનો રે,
જગતમા એક જ જન્ત્ર,
મહામન્ત્ર પ્રેમનો રે.

❦

## ૨૪, જગદીવડીઓ

આ અન્તરિક્ષેથી અમે ઉતર્યાં, જગદીવડીઓ;
કાંઇ અવની અજવાળણ કાજ,
હરિની જગદીવડીઓ.

જ્યહારે અન્ધારાં વિશ્વને ઘેરી વહે, જગદીવડીઓ;
ત્યહારે પ્રગટે તારલીઓનાં રાજ,
હરિની જગદીવડીઓ.

અમે વંટોળ વળૂંધ્યા કારમા, જગદીવડીઓ;
અમે અનલેનો કોરી દેવવાટ,
હરિની જગદીવડીઓ.

આ ભવનો સાગર ભયે ભર્યો, જગદીવડીઓ;
ત્યંહાં અનલે ભવેશ્વરીનો ઘાટ,
હરિની જગદીવડીઓઃ
એક અનભે ભવેશ્વરીનો ઘાટ,
હરિની જગદીવડીઓ.

## ૨૫, તેજઝૂમખડાં

---

જ્યંહાં આભમાં ધરતી ઢળી જતી, તેજઝૂમખડાં!
જ્યંહાં અનન્ત અનન્તમાં સમાય,
ઉગતાં એ આરે રે તેજઝૂમખડાં!

જ્યંહાં પુણ્યમાં પાપવેલ ઢળી જતી, તેજઝૂમખડાં!
જ્યંહાં સાત્ત્વિક અજવાળા વાય,
ઉગતા એ આરે રે તેજઝૂમખડા!

જ્યંહાં ધરતીમાં આભઓઘ ઢળી જતા, તેજઝૂમખડાં!
જ્યંહાં પાર્થિવ પ્રગટે પગથાર,
આથમે એ આરે રે તેજઝૂમખડાં!

જ્યંહાં પાપમાં પુણ્યવેલ ઢળી જતી, તેજઝૂમખડાં!
જ્યંહાં ઉતરે આતમમાં અન્ધાર,
આથમે એ આરે રે તેજઝૂમખડાં!

## ૨૬, ઢેલબાનો કન્થ



મીઠો મોરલો રે ! મ્હારી ઢેલબાનો કન્થ

ઇન્દ્રવેલ અઙ્ગ ઓઢી, પીછડામા ચન્દ,
કઠ ઢળ્યા આભ, એને કલગીનો આનન્દ,
પાય નાચે નૃત્ય, એવા છબીલાના છન્દ

મીઠો મોરલો રે ! મ્હારી ઢેલબાનો કન્થ



## ૨૭, પુણ્યપાપનાં પગથિયાં



આભ છે ઉંડાં અનન્ત, પુણ્યનાં માંડયાં પગથિયાં;
ચ્હડશે શ્રી હરિના સન્ત, પુણ્યનાં માંડયાં પગથિયા.

આભ ને અવનીની એક નીસરણી;
કંઈકિ ચ્હડે, કંઈની પડવાની સરણી,
કરણીને પગલે સૌની ચઢણી–ઉતરણી;
વિશ્વની આ સ્હીડીને સોહાગ કર્મનાં માંડયાં પગથિયાં.

કોરી પાતાળના ભાગ પાપનાં માંડયાં પગથિયાં;
ઉતરે અવનીનાં અભાગ પાપનાં માંડયાં પગથિયાં.

આભ છે ઉંડાં અનન્ત, પુણ્યનાં માંડયાં પગથિયાં.



## ૨૮, સરોવર ઝીલવા ગઇ'તી, સજનવા !



સરોવર ઝીલવા ગઇ'તી, સજનવા !

સરોવર ઝીલવા ગઇ'તી, સજનવા !
સરોવરે કાળૂડો નાગ, રાજ !
સરોવર ઝીલવા ગઇ'તી, સજનવા !

નાગને માથે હીરલો, સજનવા !
હીરલે મનડું મોહ્યું, રાજ !
સરોવર ઝીલવા ગઇ'તી, સજનવા !

તેજમાં દેહ કાંઇ ચમકે, સજનવા !
નેણુમાં નીલમની જ્યોત, રાજ !
સરોવર ઝીલવા ગઇ'તી, સજનવા !

જૂઠાં એ તેજ, ને જૂઠો એ હીરલો;
હૈયે હલાહલ ઝેર, રાજ !
સરોવર ઝીલવા ગઇ'તી, સજનવા !

મોરલી લેઈને આવજે, સજનવા !
કાલિન્દી જેવો છે ઘાટ, રાજ !
સરોવર ઝીલવા ગઇ'તી, સજનવા !

❧

## ૨૯, ઝાંઝરી ઝમકે છે



ઝીણી ઝીણી, મીઠી ને મધુર રે ઝાંઝરી ઝમકે છે,
કોક સંસારપારના સૂર રે ઝાઝરી ઝમકે છે.
મૃદુલ કિરણો કો નિર્મળાં નૂર રે ઝાઝરી ઝમકે છે,
કમળકોમળીના પાવલે નુપૂર રે ઝાઝરી ઝમકે છે.

ઉપર ફરકે સોભાગ્યનાં નિશાન રે ઝાઝરી ઝમકે છે,
મંહી સોહાગણુ ગાય વીરગાન રે ઝાઝરી ઝમકે છે.
રથઝાંઝર પૂરે એમાં તાન રે ઝાઝરી ઝમકે છે,
જગત્‌રસીલી સુરગી ને મહાન રે ઝાઝરી ઝમકે છે.

ઘેરા ઘેરા મહેરામણુ મદ ધાર રે ઝાઝરી ઝમકે છે
જાણે વિશ્વનો પ્રચડ કો પોકાર રે ઝાઝરી ઝમકે છે.
ઘૂમે ઘૂમડી અનન્ત ને અપાર રે ઝાઝરી ઝમકે છે;
એવા ભરતી ને ઓટના ઉચ્ચાર રે ઝાઝરી ઝમકે છે.

ગહન મૌનશબ્દ બોલતો ખગોળ રે ઝાંઝરી ઝમકે છે,
બ્રહ્મભરતીએ ગાજતો ભૂગોળ રે ઝાંઝરી ઝમકે છે.
કંઈક મંજુલ મજુલ મહાબોલ રે ઝાંઝરી ઝમકે છે,
પેલા અગમ્ય અગોચરને મ્હોલ રે ઝાઝરી ઝમકે છે

❦

## ૩૦, ઢોળાતી શરદ



આભમા શરદની ચન્દની ઢોળાણી,
મહિ તારલીઓ ટોળે મળી રે લોલ,
આભમા સલૂણી એ શરદ ના સમાણી,
કઇ ધરતીમાં છલકાઈ ઢળી રે લોલ.

નિર્મળા અન્તરિક્ષે નિર્મળી ચન્દા,
ને નિર્મળ ચન્દન ઝમ્યાં રે લોલ,
નિર્મળાં—નિર્મળા નદીઓનાં પાણી,
આતમની આરત સમા રે લોલ.

વ્યોમમા કરચલીઓ પાડી મેઘે,
શુ સુન્દરીએ ગાળુ ધર્યો રે લોલ,
આભલે—આભલે જાદરજાળી,
મયંક મહિ ચન્દનીભર્યો રે લોલ.

ભર્યા ભર્યાં સરોવર દિલડાં શાં ડોલે,
કે પોયણાં ચન્દની ઝીલે રે લોલ;
ઝીણી ઝીણી પગલીઓ વાયુ મહિ પાડે,
કે નેણલાં નિરખી ખીલે રે લોલ.

ધરતીએ ખોલી હૈયાના ભંડારો
ખેડૂતને આંગણે ઢળ્યા રે લોલ,
વસુધાના આઠે વસુ ને નવે નિધિ
કે અંજલિઓ અર્પી વળ્યા રે લોલ.

ડાળીએ-ડાળીએ ટહુકે મોરા,
નિજ ઢેલને બોલાવતા રે લોલ;
ડોલે એના કલગીકલાપ કેરા તોરા,
જગકુંજને ડોલાવતા રે લોલ

આભમાં સલૂણી ન શરદ સમાણી,
કટોરી એ ન્હાની જશી રે લોલ;
જગતની વાડીએ કંઈ શરદ ઢોળાણી,
ને જનતાએ ઝીલી હસી રે લોલ;
માનવીને હૈયે એ શરદ ઢોળાણી,
કે આંખડીએ ઝીલી હસી રે લોલ

✽

## ૩૧, હું ભૂલી પડી

---

આ કમળોની કુંજમા હું ભૂલી પડી
ભૂલી પડી, રે¹ હું ભુલી પડી,
આ કમળોની કુંજમાં હું ભૂલી પડી.

વડલો જટા ઢાળી જળમાં ઢળ્યો શું ?
સંસારજાળીઓ શી જાળીઓ વડી;
આ કમળોની કુંજમા હું ભૂલી પડી.

ઉડતો પરાગ જગ ભરતો મનોહર;
નજરે ન ઝાંખી એહ ભાગ્યની ઝડી;
આ કમળોની કુંજમાં હું ભૂલી પડી.

ઉપર આભ, ને નીચે નીર પાથર્યાં;
સારા સૂનકારને શોધે આંખડી.
આ કમળોની કુંજમાં હું ભૂલી પડી.

શોધું છું આત્માની આરઝૂ અનન્તમાં;
આયુષ્ય આપુ, આપો એહ જો ઘડી;
આ કમળોની કુંજમાં હું ભૂલી પડી.

❦

## ૩૨, ચંપેરી જોગિયો

---

ઘેરો ઘૂંટજો હો સાધુ ! ચંપેરી જોગિયો;
જોશે મુજ મનમાધુ ચંપેરી જોગિયો.

ભાગ્યા સંસાર જાગે,
ઈઠ્યું કાંઇ મીઠું લાગે;
રંગજો વસન્તફાગે ચંપેરી જોગિયો;
ઘેરો ઘૂંટજો હો સાધુ ! ચંપેરી જોગિયો.

મ્હેં તો ખોયો છે મ્હારો રસરંગી મોરલો;
શોધ્યો જડે તો આપો દેવરંગી મોરલો.

ગેબી ઘૂંટજો હો સાધુ ! ચંપેરી જોગિયો.



## ૩૩, પ્રેમપરવ

જગતે અન્ધારાં ઉતરે, અહો જોગી રે !
સૂની–સૂની સંસારની પાળ; અમરે ! ઉરભોગી રે !
ઉચરૂં છું ઉરના ઓરતા, અહો જોગી રે !
મુજને મ્હેલી અન્તરિયાળ; અમર ! ઉરભોગી રે !

પડિયા અનન્તના અન્તરા, અહો જોગી રે !
વચ્ચે ઉતરિયાં આકાશ; અમર ! ઉરભોગી રે !
ફૂટી પડયો પેલો સૂર્ય, જો ! અહો જોગી રે !
એવી ભાગી મ્હારી ય આશ; અમર ! ઉરભોગી રે !

જોયાં ઝુંડ, જોઈ ઝાડીઓ, અહો જોગી રે !
મ્હેં તો જોયાં શુક્રા ને પ્હાડ; અમર ! ઉરભોગી રે !
દિન ઉગે, દિન આથમે, અહો જોગી રે !
મ્હારે સૂના વનના મ્હાડ; અમર ! ઉરભોગી રે !

ધૂણી ધખાવીને ક્ય્હાં ગયો ? અહો જોગી રે !
મ્હારે હૈયે ન ઝાળ સમાય; અમર ! ઉરભોગી રે !

ચાલુ હુ પલવટ સકોરતી, અહો જોગી રે ।
કાંઇ જગ સંકોર્યાં ન જાય, અમર । ઉરભોગી રે ।

ભરિયા સરોવર લ્હેરતા, અહો જોગી રે ।
મ્હોર્યો આંબલો ઉભો ઘાટ, અમર । ઉરભોગી રે ।
સ્કન્ધે વેલડ ડોલતી, અહો જોગી રે ।
ત્ય્હાં હુ જોઉં છુ તારી વાટ, અમર । ઉરભોગી રે ।

આવજે મીઠપ માણવા, અહો જોગી રે ।
કાંઈ ઝરજે નેણુલે નૂર, અમર । ઉરભોગી રે ।
વાજે ઉગ્ની વાસળી, અહો જોગી રે ।
તુ છો નિતનો દૂર અદૂર અમર । ઉરભોગી રે ।

ઘડી ઘડી દીવડો સંકોરતી, અહો જોગી રે ।
મ્હારી ખૂટે ન માઝમ રાત, અમર । ઉરભોગી રે ।
પ્રેમપરવે લઇ આવજે, અહો જોગી રે
ત્હારી જોગી જતીની જમાત અમર । ઉરભોગી રે ।



## ૩૪, જાણતલ

જાણતલ જોષી ! ત્હમે અગમનિગમ અવલોકો જો !
અવલોકી ઉચ્ચરો રે ! આગમના ભેદો ઉંડા.

જાણતલ માજી ! ત્હમે વાતા વાયરા વાંચો જો !
વાંચીને ભાખો રે ! શુકુન કોક સોહામણા.

જાણતલ પગી ! ત્હમે પુણ્યપાપપગલાં પરખો જો !
કેડી બતાવો, ઉતારો આ ભવભૂલભૂલામણી.

જાણતલ જોગી ! કાંઈ આવડ્યા અક્ષર લખજો જો !
સર્વસ્વત્યાગી વૈરાગીના વેશની તિથિ કહો.

જાણતલ લોક ! ભલા, ત્હમે જીત્યાં, હું હારી જો !
ત્હો યે આતમ કોઈ જય ને આનન્દની પાંખે ઉડે.

❦

## ૩૫, દામ્પત્યના બોલ

મધુરી શી મોરલીના મધુરા કલ્લોલ,
એવા સખિ ! દંપતીના જીવનના બોલ

મન્ધ્યા સોહાગ ભરી આવે સલૂણી,
ચન્દા ને સૂરજ હરખાય,
તેજના કિરણ કાંઇ તેજમાં ઢોળાય, એમ
એકબીજામાં ઢોળાય,
ડાળીએ—ડાળીએ પાદડા પ્રોવાય,
એવા સખિ ! દેહ ને પ્રાણ બે ગૂંથાય
મધુરી શી મોરલીના વિ. વિ

લોહ કે પત્થરને પારસ પરસે
થાય કંચન મહામોલ
નરનો દેવ થાય નારીપરસથી
એ નારી પારસને તોલ,
ફૂલડે ફૂલડે જેવા પરાગ,
એવા સખિ ! નરનારીના અનુરાગ
મધુરી શી મોરલીના વિ વિ

સુખની સોહાગણ જગની વાડી,
ગહિ ઉગી બે ચન્દનવેલ,
મેઘની ધાર સમી ધારા ગૂથી રચ્યો
મેઘ શો મડપમહેલ
જેવી જગે હૈયાની નીતરે ધાર,
એવા સખિ ! ગૃહ કુળ ને સસાર

મધુરી શી મોરલીના મધુરા કલ્લોલ,
એવા સખિ ! દંપતીના જીવનના બોલ.

❦

## ૩૬, જીવન્સંગમ

---

જગને આરે પ્રેમપંખીના જીવન્સંગમ થાય;
આયુષ્યભરમાં એક વાર તો રસના રાસ રમાય;
હો! જીવન જીવનમાં ઢોળાય.
જગને આરે પ્રેમપંખીના વિ.

રસને આરે પ્રેમપંખીના જીવન્સંગમ થાય;
આયુષ્યભરના આત્મઆત્મના રસના રાસ રચાય;
હો! આત્મન્ આત્મન્માં ઢોળાય.
રસને આરે પ્રેમપંખીના વિ.

ભલે નારી હો, ભૂલકણુ નર હો;
ચકવા–ચકવી વિરહી ભલે હો;
બે ય સુપર્ણો સયૂજા સખાઓ એક ડાળ સોહાય;
હૃદયના અમર ઉત્સવો ગાય.
રસને આરે પ્રેમપંખીના વિ.

ગંગોત્રીથી ગંગા પ્રકટી જળલહરે લહરાય,
જમનોત્રીથી જમના જન્મી કંઈ કંઈ વમળે વ્હાય,
પ્રયાગતીર્થે પુણ્યજળોના પૂરમાં પૂર પ્રોવાય,
પુણ્યોદકના જીવનસંગમે પૃથ્વી પાવન થાય
જીવનના અદ્ભુત ગીત ગવાય

ધરતીને ખોળે સ્વર્ગ સ્થપાય,
જીવનના જયના ગીત રચાય
આયુષ્યભરમાં એક વાર તો રસના રાસ રમાય,
જગને આરે પ્રેમપંખીના જીવનસંગમ થાય.



## ૩૭, દેવ મ્હેં તો દીઠા

---

વીણું વીણું ને વેરાય છે, દેવ મ્હેં તો દીઠા;
હસવે છલકાય મ્હારી છાબ,
દેવ મ્હેં તો દીઠા.

ફૂલડાંની ક્યારીએ ઉભી હતી, દેવ મ્હે તો દીઠા;
ફૂલડે ઉભરાય મ્હારી છાબ,
દેવ મ્હેં તો દીઠા.

વીણી સંસારની વાડીઓ, દેવ મ્હેં તો દીઠા:
શણગારી મ્હેં તો દેહછાબ,
દેવ મ્હેં તો દીઠા.

ફૂલડાંના છોડ સમા આવતા, દેવ મ્હેં તો દીઠા;
નિરખી રસજ્યોત રૂપછાબ,
દેવ મ્હેં તો દીઠા.

મ્હેકયાં મન્દિર, મ્હેકી વાડીઓ, દેવ મ્હેં તો દીઠા;
મ્હેકે એ રૂપ? કે મુજ છાબ?
દેવ મ્હેં તો દીઠા.-

પૂજીશ પ્રેમે પ્રાણ પાથરી, દેવ મ્હેં તો દીઠા;
પૂજીશ આયુષ્યને છાબ,
દેવ મ્હેં તો દીઠા.



## ૩૮, ગહન મોરલી

ગહન મોરલી બજાવે મોહન જમનાને તીર,
લાગી તાલાવેલી તનમાં, ઘૂમે ગોપિકા અધીર,
ગહન મોરલી બજાવે.

અનુપ ઝલકે કઇ નેણ,
મધુર મલકે મુખવેણ,
રસીલી રમતી'તી રેણ,
રમે જમનાના નીર,
ગહન મોરલી બજાવે.

થંભી માઝમ રાત, થભ્યા ગગને તારલા,
થંભ્યા વાયુપ્રપાત, થભ્યાં જળ જમના તણાં.

તરે ચન્દ્રિકાના સરવરે જયમ ચન્દ્રમા રૂચીર;
તરે એવા મ્હારા ઉરસરે મુજ નાથજી નરવીર;
બોલે પ્રાણના ઉંડાણમાં કંઇ બસરી ગભીર.
ગહન મોરલી બજાવે.

ભવની મોરલી બજાવે માધવ આભલાને તીર.

❦

## ૩૯, આવી ગયો સામળો

અહો! એકદા અમારે ઘેર આવી ગયો સામળો;
કંઈ બ્રહ્મનૃત્યે નાચી વેણુ સુણાવી ગયો સામળો;
અને જીવની બૂઝાતી જ્યોત જગાવી ગયો સામળો.
અહો! એકદા અમારે ઘેર.

ભલા! જયમ પોયણાંની પાખડીમાં ચન્દ્ર ઘૂમે;
સરોવરના ઉરે જયમ મેઘની જળછાંય નમે;
હૃદયના બોલમાં જયમ બોલ રસરસિયાના રમે;

એમ આખડી શું આંખડી લગાવી ગયો સામળો;
દગથી અબોલ આશિષો વરસાવી ગયો સામળો;
અહો! એકદા અમારે ઉરે આવી ગયો સામળો.

## ૪૦, દિલડોલાવણહાર છો



દીવડા રે! દિલડોલાવણહાર છો;
નયણાંના તેજઅંબાર છો,
દીવડા રે! દિલડોલાવણહાર છો.

દેવોની દેરીએ દીપમાળા કેવડી?
માલતીને માંડવે કળી જેવજેવડી,
જીવનની જ્યોત અંગઅંગે એવએવડી;

દીવડા રે! દિલડોલાવણહાર છો;
હૈયાના તેજઅંબાર છો;
દીવડા રે! દિલડોલાવણહાર છો.

❧

## ૪૧, ઢેલબા

કે ઢેલબા રમવાને આવ્યાં,
શા શા સન્દેશડા લાવ્યાં?
કે ઢેલબા રમવાને આવ્યા.

નમતેલા નીલ કઠે, ગમતે ટહૂકલે,
ઠમકન્તે પગલે સુહાવ્યાં,
કે ઢેલબા રમવાને આવ્યાં.

મેંદીની વાડીએ ને ફૂલડાની ઝાડીએ
તેજના સાથિયા પૂરાવ્યા;
કે ઢેલબા રમવાને આવ્યાં.

મેહુલે મીઠપની વરમી વિભૂતિઓ
સોહાગ સૃષ્ટિને સજાવ્યા;
કે ઢેલબા રમવાને આવ્યાં.

પશ્ચિમે પૂર્વને શા શા મભળાવિયા?
પૂર્વે પશ્ચિમને શાં કહાવ્યા?
કે ઢેલણા રમવાને આવ્યા

હૈયાની હેલ ઢાળી લીધા ઓવારણા,
નેહને નેણુલે વધાવ્યા,
કે ઢેલણા રમવાને આવ્યા



## ૪૨, આંખડીને વારજો !

હું વારૂં છું, સલૂણી ! એ આંખડીને વારજો;
સોગન્દ છે, રમતાં ન બાણુ કોને મારજો;
હું વારૂં છું, સલૂણી ! એ આંખડીને વારજો !

નથી ખેલાતી દિલ દાઝયા વિના નયનોની નિશાનબાઝી;
નથી ખેલાતી દિલ દઝાડયા વિના નયનોની નિશાનબાઝી;
રસિકવર હો ! મગર તું સજ્જ હો તુજ દિલડું દૂલ કરવા,
તો ખેલજે, નહિ તો ન ખેલીશ નયનોની નિશાનબાઝી.

હું વારૂં છું, સલૂણી ! એ આંખડીને વારજો;
સોગન્દ છે, રમતાં ન બાણુ કોને મારજો;
હું વારૂં છું, સલૂણી ! એ આંખડીને વારજો !

❦

## ૮૩, બ્રહ્મચારિણી



આંગણતળાવડીની, પાળે
કે દીઠી મ્હેં તો બ્રહ્મચારિણી રે.

મેઘશ્યામ અંગ, ઉપર પરિધાન તેજનાં;
દિશાઓની પાર જોતી ચાલેઃ
કે દીઠી મ્હેં તો બ્રહ્મચારિણી રે.

ન્હો'તી એ કોકિલા, કે ન્હો'તી એ સારિકા;
મયૂરીની મીઠપેથી બોલેઃ
કે દીઠી મ્હેં તો બ્રહ્મચારિણી રે.

અગોચર દેશની અગમ્ય કો કેકાવલિ,
પ્રારબ્ધની પાંખડી શી, ખોલેઃ
કે દીઠી મ્હેં તો બ્રહ્મચારિણી રે.

કીકીનાં કિરણ અન્તરિક્ષને ઓળંગીને
વાદળીની વાતો વાંચી લાવેઃ
કે દીઠી મ્હેં તો બ્રહ્મચારિણી રે

મીટ મંહી કેડીઓ ને મારગોને પી જતી;
આકાશ આંખમા સમાવેઃ
.કે દીઠી મ્હેં તો બ્રહ્મચારિણી રે.

દેવપાંખ સમી એને કુંપળો છાયા કરે;
ફૂલડાં સુગન્ધ ઢોળી લાડેઃ
કે દીઠી મ્હેં તો બ્રહ્મચારિણી રે.

ઓશરી ને ઓરડે, વિશાળ નગરચોકમાં,
બધે બ્રહ્મપગલીઓ પાડેઃ
કે દીઠી મ્હેં તો બ્રહ્મચારિણી રે.

દુનિયાની દીવડી શી ઝીણું ઝીણું ઝગમગે;
ભાવીના થાળ ઉરમાં ભરીઃ
કે દીઠી મ્હેં તો બ્રહ્મચારિણી રે.

જગતની જ્યોત! જગઅજવાળણુ તાહરા
પૂરજો મનોરથો શ્રી હરિઃ
કે દીઠી મ્હેં તો બ્રહ્મચારિણી રે.

આંગણુતળાવડીની પાળે
કે દીઠી મ્હેં તો બ્રહ્મચારિણી રે.

❦

## ૪૪, નથી આજ કુળનો મોરલો ઝરૂખલે

---

આજે વસન્તની પૂર્ણિમા, નણંદબા !
જગત થયું ઝાકઝમાળ રે–એ, રે–એ
નથી આજ કુળનો મોરલો ઝરૂખલે.
પૃથ્વીના પીમળો પાંગર્યા, નણંદબા !
ઉતર્યો કંઇ આળપંપાળ રે–એ, રે–એ
નથી આજ કુળનો મોરલો ઝરૂખલે. ૧

કારતક આવ્યો ને ઘોડા ખેલવ્યાં, નણંદબા !
લાગ્યા સંસારિયાના ભાર રે–એ, રે–એ
નથી આજ કુળનો મોરલો ઝરૂખલે.
મુંબઇનાં કામણ કારમાં, નણંદબા !
મુંબઇની વરણાગી નાર રે–એ, રે–એ
નથી આજ કુળનો મોરલો ઝરૂખલે ૨

વડલાની ડાળ પેલી જળ ઝૂલે, નણંદબા !
નીચે માતાનાં દ્વાર રે–એ, રે–એ
નથી આજ કુળનો મોરલો ઝરૂખલે.
ઉજળી હેલે રૂપ નીરખ્યા, નણંદબા !
ઘડૂલો ભરાતો ધીરી ધાર રે–એ, રે–એ
નથી આજ કુળનો મોરલો ઝરૂખલે. ૩

સખિ ! ફરી તીરથતીરથના ઘાટ, તીર્થોદક ઝીલતા રે લોલ,
સખિ ! આવી વસિયા બ્રહ્મકુમાર સાગરની સીમમા રે લોલ.

સખિ ! જ્યહાં ઘોરમતી ઘનઘોર કે જળની ઝાડીઓ રે લોલ,
સખિ ! જ્યહાં આથમતા રવિદેવે કે પગથી પાડીઓ રે લોલ;

સખિ ! જ્યહાં વમતા જાદવરાય જગતસોહામણા રે લોલ;
સખિ ! જ્યહાં પચ્ચાસ સદીની વાતો વદે નિધિઘોષણા રે લોલ.

સખિ ! હતો ઉત્તરાખંડનો એક કે મઠ જ્ઞાનવૈરાગ્યનો રે લોલ;
સખિ ! ત્યહાં વસિયા ધર્મકુમાર, મુગટ ધરી ધર્મનો રે લોલ

સખિ ! જેમ પૂર્વથી જઇ પશ્ચિમે પ્રભાકર ઢળે પ્રભા રે લોલ,
સખિ ! એમ સરયૂનીર ગુજરાતે વહાવી વળી ઉભા રે લોલ.

સખિ ! એનાં પ્રેમભક્તિના જળે સરોવર છલી વળ્યા રે લોલ;
સખિ ! સહિ સત્સંગીના સંઘ કે ન્હાઇ થાય નિર્મળા રે લોલ.

સખિ ! ધન્ય ધન્ય એ બ્રહ્મકુમાર, કે બ્રહ્મરસિયા કીધા રે લોલ,
સખિ ! ધન્ય ધન્ય એ ધર્મકુમાર, ધરણીને ધર્મ દીધા રે લોલ.

✽

દુધમાં સાકર:
## ૪૬, ગુજરાતે પારસીઓનાં પગલાં

---

વાયા વાયા પરવપન્થકના વાયુ,
કે જહાજને ઝૂકાવિયા રે લોલ;
ઉજળા ચિન્તાભારે ઉગમણે મુખડે
કે સૂર્યની શોધે સ્હડયા રે લોલ.

ધીરી ધીરી ધન્ય કોક ચેતના ભરેલી
વસન્તલ્હેરો વાતો કહે રે લોલ;
ચન્દનની વેદિએ સ્વદેશનો ધર્માગ્નિ
કે ધૂપનાં વાદળ વહે રે લોલ.

દીઠાં ત્ય્હાં તો ઘેરાં ગોરમ્ભ્યાં ઝાડીઝુંડો,
કે સરિતાઓ સાગરે ઝૂકી રે લોલ;
વાદળિયા જળમાળુને પાલવડે
લીલમની કોરો મૂકી રે લોલ.

મીઠડી મધુરસ વહે નીઝરણી,
પનિહારીઓ પાણી ભરે રે લોલ,

ઘેરઘેર કદળીની કોમળી છાંયે
કે ધેનુ દૂધધારા ઝરે રે લોલ.

સરોવરલહરીને ધીમે જળહિન્ડોળે
કે કમલિની ઝોલે ચ્હડે રે લોલ
ફૂલડાંની વેલડ શી પદ્મણી પ્રફુલ્લે,
કે પાંખડીએ પગલી પડે રે લોલ.

ત્ય્હાં તો વડી નવખંડ નોબત વાગે,
કે રાજ્યધ્વજ ગગને જતા રે લોલ;
કોડીલા કૃષ્ણના જાદવકુળ રાયા
કે દિલના દરિયા હતા રે લોલ.

આંબલે આંબલે સાખ ત્ય્હાં પાકી'તી,
કે ફળફૂલે ધરતી ભરી રે લોલ;
કે મૂક્યો એથી મ્હોરેલો દેશ આ સવાયો,
વસીશું અંહી વાસો કરી રે લોલ.

આર્યવંશી રઢિયાળી રાજવટસુહાગી
કે રાજસભા રાજતી હતી રે લોલ;
આવ્યો ત્યંહાં દરિયાનો દૂત જળગભીરો,
કે તેજવર્ણો મહામતિ રે લોલ.

'રાજવી! ધર્મ કાજ સાગરે ઝૂકાવ્યું,
અધર્મને અળગું કર્યું રે લોલ;
નિરખ્યો આ નીરઝરો તાહરો કિનારો,
કે મનડું વસવા ઠર્યું રે લોલ.'

'કે જાણતલ જોગી ત્હો ય પુણ્યાળુ પડોશી,
અજાણના શા ઓરતા રે લોલ?
કે છાકમ છલકાતી ગોરસીઓ આપો,
પીએ, ને પન્થ ભલ્લે જતા રે લોલ.'

'રાજ! આની દૂધઝરતી સીમ ત્હારી
અખંડ ને અમ્મર રહો રે લોલ;
એ દૂધમાં સાકર સમાય રતનાળી,
સમાશું ભરી લોમે અમો રે લોલ.'

માનુભાવ મિજબાને, મીઠડા મહેમાને
કે આંખે આંખ ઓળખ્યા રે લોલ;
કે દૂધમાં સાકરના વડા રાજમન્ત્રો
ઇતિહાસને ભાલે લખ્યા રે લોલ.

❦

## ૪૭, સરોવરિયા ડોલ્યાં

આસો માસો, દસરાધ્વજ લહેરાય જો !
　　રણશીંગડાં વાગતાં'તાં શિવપુર ગામનાં રે લોલ;
વાયા વાયા પૂરવપશ્ચિમના વાય જો !
　　સરવરિયાં ડોલ્યાં રે શિવપુર ગામનાં રે લોલ.

આવ્યા આવ્યા સાંઢણીના અસવાર જો !
　　ઘૂઘરડા ઘમકયા એ રણની વ્હેલના રે લોલ;
પૂછયા પૂછયા પથુભાના દરબાર જો !
　　સરવરિયાં ડોલ્યાં રે શિવપુર ગામનાં રે લોલ.

'વ્હેનડબાએ કહાવી છે આશિષ જો !
　　બોલ્યાં છેઃ મુજ વીર પડતો બોલ ઝીલશે રે લોલ;
ઓલ્યે દિન અમ આંગણ ગઢમંડાણ જો !'
　　સરવરિયાં ડોલ્યાં રે શિવપુર ગામનાં રે લોલ.

ઝડપ ઝડપ્યાં ઝૂલતાં ઢાલતરવાર જો !
　　ગોરમ્ભ્યાં નેણાં, ને કસુમ્બલ આંખડી રે લોલ;
બ્હેનડયેર કાલ ક્ષત્રિયવટનાં પર્વ જો !
　　સરવરિયાં ડોલ્યાં રે શિવપુર ગામનાં રે લોલ.

ઘોડીલા ઉછળે, રમતી મ્હેલી વાજ જો !
મારગડો નિરખે રે અટારીએથી સુન્દરી રે લોલ;
વૃક્ષો વધાવતાં, તેજ વરસતા આભ જો !
સરવરિયાં ડોલ્યાં રે શિવપુર ગામનાં રે લોલ.

વડલા હેઠળ ચાર ગામોનો ચોક જો !
એ ચોકે બેઠા'તા વ્હેનડના વેરવી રે લોલ:
'ભાગશું મહુરત, ભાગશું ગઢમડાણુ જો !'
સરવરિયાં ડોલ્યાં રે શિવપુર ગામના રે લોલ.

ઝબક ખડગો ઝબકયાં, મચ્યું ધમસાણુ જો !
વ્હેનડબાનાં રાજ્ય છંટાણું રણછાંટણે રે લોલ;
સીમ સજીવન થઇ વીરતાને નીર જો !
સરવરિયાં ડોલ્યાં રે શિવપુર ગામનાં રે લોલ.

ભાગ્યા ભાગ્યા ભવરણુના ભાગેડુ જો !
જાતાં નાખી બરછી અવળી આંખની રે લોલ;
ધરતી ઢળિયા જયવરિયા એ વીર જો!
સરવરિયાં ડોલ્યાં રે શિવપુર ગામનાં રે લોલ.

વાયા વાયા પૂરવપશ્ચિમનાં વાય જો !
ખબરો ગઇ એ ગઢમડાણુને માંડવે રે લોલ

ખાલી ઘોડલી આવી શિવપુર ગામ જો !
સરવરિયાં ડોલ્યાં રે શિવપુર ગામનાં રે લોલ.

તે દી મડાણા કીકી–કીકીમા કિલ્લા જો !
તે દી કોરાણા ભમ્મરભમ્મર કાંગરા રે લોલ;
તે દી રોપાણા રણધ્વજ હૈયે હૈયે જો!
સરવરિયા ડોલ્યાં રે શિવપુર ગામનાં રે લોલ.

આસો માસો, શરદ પુનમની રાત જો !
સતીમાની જ્વાળાઓ વન અજવાળતી રે લોલ;
બ્હેનડબાને નેણલે શગમોતી ઝરે રે લોલ;
વરસ્યાં વરસ્યાં ફૂલડે વનનાં ઝાડ જો'
ડોલ્યા ડોલ્યા ધરણીધર શેષ નાગ જો !
સરવરિયાં ડોલ્યાં રે શિવપુર ગામનાં રે લોલ.

*

## ૪૮, ભમ્મરિયા કૂવાને કાંઠડે

---

સ્હાંજ પડે, ને ધીરી બોલતી રે મોરલી
ભમ્મરિયા કૂવાને કાંઠડે;
મોરલીના મીઠા મીઠા બોલ રે,
મોરલી ભમ્મરિયા કૂવાને કાંઠડે.

આભલાંની પારનું બોલતી રે મોરલી
ભમ્મરિયા કૂવાને કાંઠડે;
મોરલીના બોલ અણમોલ રે,
મોરલી ભમ્મરિયા કૂવાને કાંઠડે.

છોગાળા! છબીલીને છેડ મા, રે મોરલી
ભમ્મરિયા કૂવાને કાંઠડે;
ઘેરો ગંભીર એનો ઘોર રે,
મોરલી ભમ્મરિયા કૂવાને કાંઠડે.

મોરલીના બોલ ઘૂમે આભમાં રે, મોરલી
ભમ્મરિયા કૂવાને કાંઠડે;

ઘૂમે મ્હારી આંખડીના મોર રે,
મોરલી ભમ્મરિયા કૂવાને કાંઠડે.

સરોવરજળ થંભી ગયા રે, મોરલી
ભમ્મરિયા કૂવાને કાંઠડે
થંભ્યા મ્હારા હૈયાનાં નીર રે,
મોરલી ભમ્મરિયા કૂવાને કાંઠડે.

પડતી સન્ધ્યા યે થભી ઘડી રે, મોરલી
ભમ્મરિયા કૂવાને કાંઠડે;
થંભ્યા ઘડી વસન્તના સમીર રે,
મોરલી ભમ્મરિયા કૂવાને કાંઠડે.

સ્હાંજ પડી, ને સૂરજ આથમ્યા રે, મોરલી
ભમ્મરિયા કૂવાને કાંઠડે;
સંકોરી તેજ કેરી કોર રે,
મોરલી ભમ્મરિયા કૂવાને કાંઠડે;
સંકોર્યાં ન જાય ચિતચકોર રે,
મોરલી ભમ્મરિયા કૂવાને કાંઠડે.

## ૪૯, વસન્તના વાયરા

૧, પૃથ્વીએ પલવટ પાથર્યો રે;
સૂરજે મરડેલી કોર,
 રે ભાભી મોરી ! વાયા વસન્તના વાયરા રે.
બોલે છે કીકીની કોકિલા રે
વસન્તના કલશોર,
 રે નણદલબા ! વાયા વસન્તના વાયરા રે.

૨, વેલે વેલે ફૂલ ઉઘડયા રે,
પાંખડીઓ લહેરાય,
 રે ભાભી મોરી ! વાયા વસન્તના વાયરા રે.
કિરણોમાં ઉષ્માની માધુરી રે;
જો જો ! કુંપળ ના કરમાય,
 રે નણદલબા ! વાયા વસન્તના વાયરા રે.

૩, 'કેવડિયે ગૂથી છાબડી રે',
એવા સહિયરોનાં રૂપ,
 રે ભાભી મોરી ! વાયા વસન્તના વાયરા રે.
જેવાં આ તેજ વસન્તનાં રે,
એવાં ઉઘડશે અનુપ;
 રે નણદલબા ! વાયા વસન્તના વાયરા રે.

૪, ચન્દની ચમકે વસન્તની રે;
આંખડલી અંજાય,
  રે ભાભી મોરી ! વાયા વસન્તના વાયરા રે
ધીરી પગલીના પરિમળે રે
પાલવડો ઝોલાં ખાય,
  રે નણદલણા ! વાયા વસન્તના વાયરા રે.

૫, વાંચો ભાભી ! ઉરના ઓરતા રે;
ભાખો ભાભી ! અમ ભાગ્ય;
  રે ભાભી મોરી ! વાયા વસન્તના વાયરા રે.
જેવો પૂનમનો ચન્દ્રમા રે,
જેવા સોહાગીના સોહાગ;
  રે નણદલણા ! વાયા વસન્તના વાયરા રે.

૬, અજબ રસેશ રાસે રમે રે;
આયુષનાં અમૃત પાય,
  રે ભાભી મોરી ! વાયા વસન્તના વાયરા રે.
જીવન્જગવતી આ પર્વણી રે,
મોંઘેરાં મન મૂલવાય;
  રે નણદલણા ! વાયા વસન્તના વાયરા રે.

# ૫૦, કસુંબલા

---

સોનાવાટકડી ને રતનજડેલી;
રણ કેરા રંગ ત્યહાં ઘોળાયઃ
કસુંબલા કીધા, નાહોલિયા !

ડોલરની કંઠમાળ, ડોલરના બાજુબન્ધ;
ડોલરિયો રણવાટે જાયઃ
કસુંબલા કીધા, નાહોલિયા !

કંકોળ્યાં ઢાલકવચ, કંકોળ્યાં છોગલાં;
કંકોળ્યાં પદ્મણીએ પાયઃ
કસુંબલા કીધા, નાહોલિયા !

વાગે છે દુંદુભી, ને ગાજે છે સિન્ધુડો;
વીરોનાં વારણાં લેવાય,
કસુંબલા કીધા, નાહોલિયા !

ફરકે છે અંગઅંગ, ઉછળે ઉરના ઉમંગ,
આંખડીમાં ઓજસ ન માય
કસુંબલા કીધા, નાહોલિયા !

કેસરનો ભાલચન્દ્ર, કેસરના વાઘા;
કેસરી લે વનની વિદાય.
કસુંબલા કીધા, નાહોલિયા !

## ૫૧, નવગીતા ગાજે

---

ગુર્જરી ! નવગીતા ગાજે,
કાળનાં નવસૂક્તો પાજે·
• ગુર્જરી ! નવગીતા ગાજે.

લીલમલીલા, ઘેરગભીરા, પ્રાચીનના પરમાણું,
ઇતિહાસોના દૈવધ્વનિભર વનવન જો ! પથરાણું:
મંહીથી નવઝરણા ઝરમરજે:
ગુર્જરી ! નવગીતા ગાજે.

વિશ્વપુરાણો, મેઘછાય શો, પશ્ચિમપાખની પાળે
ગગનઘટાની ભૂલભૂલામણી સમ જો! સાગર ઉછળે:
[illegible]થી નવરત્નો સારવજે·
ગુર્જરી ! નવગીતા ગાજે.

મોતીઝરન્તા કુંભસ્થળ શા ગરવા ગિરિવર ત્હારા;
યુગયુગજૂની આરસકવિતા રૈવતઅર્બુદ ગાતા:
મ હીથી નવકવિતા વીઝવજે.
ગુર્જરી ! નવગીતા ગાજે.

શ્રી કૃષ્ણે બાંધી યુગપાજે
ગુર્જરી ! નવગીતા ગાજે.

❦

# ૫૨, જુગપલટાના રાસ

અમે અખડ ખેલિયે રાસ મહાજુગપલટાના,
અમે પ્રચંડ પ્રજ્વળ્યા હુતાશ મહાજુગપલટાના

શેષ સળકયા ને ડુંગર ડોલિયા,
સાગરના ઝમકાર રે;
મેઘનાં દુંદુભી ગડગડયા, ને કાંઈ
વીજળના ચમકાર:
મહાજુગપલટાના.

પ્રલય કાળના પડયા ચન્દરવા,
એવા અન્ધાર છવાયા રે;
પુણ્ય ને પાપની પાંખો વીંઝાય છે,
હૈયાએ ઝીલ્યા પડછાયા:
મહાજુગપલટાના.

અમે અખંડ ખેલિયે રાસ મહાજુગપલટાના;
અમે પ્રચંડ પ્રજ્વળ્યા હુતાશ—

## ૫૭, ઘમ્મર વ્હોલણાં

---

ધમકે છે કંઇ ધૂમડીએ ધમસાણ રે,
સાગરના ઘમ્મર વ્હલોણાં;
ઉછળે છે માંહી અન્તર ને ભાણ રે,
સાગરના ઘમ્મર વ્હલોણા

ધરતીની કીધ ગોળસી વિશાળ રે,
સાગરના ઘમ્મર વ્હલોણાં;
દિશદિશનાં નીર ભર્યાં જગપાળ રે,
સાગરનાં ઘમ્મર વ્હલોણા.

શોધ્યાં શોધ્યા ચૌદે યે રતન રે,
સાગરનાં ઘમ્મર વ્હલોણાં,
એમ કીધાં કાળના મન્થન રે,
સાગરના ઘમ્મર વ્હલોણા.

આદર્યો'તા દાનવે ને દેવે રે,
સાગરના ઘમ્મર વ્હલોણા,
યુગયુગના આદિ હતા એવે રે,
સાગરના ઘમ્મર વ્હલોણા

તે દીના આ ગાજે છે ઘમકાર રે,
સાગરનાં ઘમ્મર વ્હલોણા,
ઝીલજો એ અનન્તના ઉચ્ચાર રે,
સાગરના ઘમ્મર વ્હલોણા



## ૫૪, એ હરિ ! આશીર્વાદ

ઉતરજો એ હરિ ! આશીર્વાદ,
મુરલીમા વહજો અનહદ નાદ
ઉતરજો એ હરિ ! આશીર્વાદ

વનવન શોધ્યાં, ગિરિવર શોધ્યા, શોધ્યા ક્ષિતિજના આરા,
શોધી શોધી સહુ જગતની ઝાડીઓ,
દીઠા ન બ્રહ્મકિનારા
ઉતરજો એ હરિ ! આશીર્વાદ.

સરોવર ભરિયાં, સાગર ભરિયા, ભરિયા આભ અનન્ત,
એક ખાલી અમ ઉરની કટોરી, હરિ !
ભરિયા ન રહે તુજ સન્ત !
ઉતરજો એ હરિ ! આશીર્વાદ

રૂમતુ-ઝૂમતુ કિરણુ રમે લઇ નિસીમના સન્દેશ,
રમજો એવી અમ આતમભાવના
તુજ હદ-બેહદને દેશ
ઉતરજો એ હરિ ! આશીર્વાદ

મુરલીમાં વહજો અનહદ નાદ
ઉતરજો એ હરિ ! આશીર્વાદ

## ૫૫, દેવોની કે દાનવની?

હો ! દુનિયા દેવોની? કે દાનવની?
હા રે કોઇ ઉત્તર ત્રિકાળનો બોલો,
હો ! દુનિયા દેવોની? કે દાનવની?

હાં રે દિશાદિશામાં વેણ એહ નાખ્યું;
હાં રે કોઈ કહે છે આ મોહિની માધવની:
હો ! દુનિયાં દેવોની? કે દાનવની?

હાં રે નરનાર પૂછે ગેબને પ્રશ્નો;
હાં રે જગની મોતીમાળ કેટલાક ચવની?
હો ! દુનિયાં દેવોની? કે દાનવની?

હા રે આભ દેવનાં, ને પાતાળ દૈત્યનાં;
હાં રે રમતી દુનિયાં સદા ય છે માનવની:
હો ! દુનિયાં માનવની, માનવની.

હાં રે સહુ સુણજો ત્રિકાળનો પડઘો
કે દુનિયાં માનવની, માનવની.

## ૫૬, જગતનો દેવમુગટ

જગતનો દેવમુગટ હિમવાન
કાંગરે કાંગરે દેવ વિરાજે એને,
ફરકે છે કાળનિશાનઃ
જગતનો દેવમુગટ હિમવાન

દેવમહેલની અટારી સરિખડા ગિરિગિરિના શુભ્રશૃંગ,
જોગન્દર પયઘમ્મર વસે ત્યહાં,
શ્રી હરિના અડબગ
જગતનો દેવમુગટ હિમવાન

દેશદેશના. પ્રજાપ્રજાના આયુષ ગણતો પ્રચંડ,
સંસ્કૃતિઓના મહાપૂર માપતો
ગિરિવર એ બ્રહ્મદંડ
જગતનો દેવમુગટ હિમવાન

પૃથિવપાટલે વિરાટપગલીનો સૃજનસમેનો રેખાઅંક,
મહંકાળની ચ્હડાવી ભ્રુકુટિ? કે
એ કાલાતીત નકલંક?
જગતનો દેવમુગટ હિમવાન

પૃથ્વીનો ઇન્દ્રધ્વજ હિમવાન,
જગતનો દેવમુગટ હિમવાન

❀

## ૫૭, મહાકાળના દુંદુભી



દુંદુભી વાગે છે મહાકાળના.

સૃષ્ટિએ પાલવ સંકોરિયા રે,
ભીડયા ઉઘડયા આકાશ,
ભીડયા ઉઘડયા આકાશ,
ગેબની ગુફાઓ ગાજી ઉઠી,
ઉગ્યા નવલા ઇતિહાસ,
ઉગ્યા નવલા ઇતિહાસ:
દુંદુભી વાગે છે મહાકાળના

પૃથ્વી ખેડી નવ ખંડની રે,
ખેડયા સાગરના નીર,
ખેડયા સાગરના નીર,
ખેડયા કંઈ આભઘુમ્મટો: હવે
ખેડે કાળને નરવીર,
ખેડે કાળને નરવીર:
દુંદુભી વાગે છે મહાકાળના

કાલે પ્રજાઓ પમરી હતી રે,
આજે માનવકલ્યાણ,
આજે માનવકલ્યાણ,
કાલે દુનિયાં થશે દેવની,
એવાં પૃથ્વિના પરિયાણ,
એવાં પૃથ્વિના પરિયાણ:
દુંદુભી વાગે છે મહાકાળના.



## ૫૮, લોકલોકના ચોક

નિરખજો લોકલોકના ચોક,
હરિની ત્‍હા પગલીઓ પુણ્યશ્લોકઃ
નિરખજો લોકલોકના ચોક.

તેજના કિરણો, ફૂલની પાંખડી, રત્નોના રત્નઅંબાર;
સાધુસન્તની પુણ્યકન્થાઓઃ એ
હરિના સહુ સંચારઃ
નિરખજો લોકલોકના ચોક.

અન્ન થકી પણ મધુરાં પાણી, પાણીથી વાયુ ને તેજ;
તેજથી મધુરાં હેત હરિના, જેના
મેહુલા વરસે બધે જઃ
નિરખજો લોકલોકના ચોક.

ચન્દ્રલોક, ને સૂર્યલોક, ને સત્યલોકના ઘાટ;
ચૌદ લોકનાં માડયાં પગથિયાં હરિએ,
ત્‍હાં પરાત્પરની વાટઃ
નિરખજો લોકલોકના ચોક.

હરિની ત્‍હાં પગલીઓ પુણ્યશ્લોકઃ
નિરખજો લોકલોકના ચોક.

## ૫૯, ઝરમર ઝાંઝરી

---

ઝરમર ઝાંઝરી અભિરામ
ત્હારી ઝમકે નિધિ ! અવિરામ

૨, વનમાં ઘડી મર્મર સમીરણના,
ઉપવનમાં સ્ફુરણો પરિમળના,
કોકિલ બુલબુલ આમ્રકુંજમાં
ટહુકે ગીત રસધામ
ત્હારી ઝમકે નિધિ ! અવિરામ.

૩, શંખ પૂરી ઝંઝાનીલ બાજે,
સરિતે પૂરની નૌબત ગાજે,
મેઘદુંદુભી ગગને છાજેઃ
ઘડીના એ સુરગ્રામ,
ત્હારી ઝમકે નિધિ ! અવિરામ

૪, મદભર ડગમગ વહે તારલિયા,
નિતનિત નવલુ રમે ચાંદલિયા,
ધરી બ્રહ્માંડમુગટ રવિ ઢળિયા

પી જળગીતના જામ:
નિધિ ! તુજ પી જળગીતના જામ:
ત્હારી ઝમકે નિધિ ! અવિરામ

૫, અકળ ગહનતા ભણતી લહરીઓ,
અનન્તતાની અખૂટ ઉર્મિઓ;
તુજ જળ કંઇ ઘેરા ગરજે, હો !
પ્રકૃતિમન્ત્રના સામ
ત્હારી ઝમકે નિધિ ! અવિરામ.

૬, ચંપકવર્ણી ઉષા પધારે,
ચન્દનીચીર નિજ રજની સમારે,
દેવમનુજ તુજ આરે આરે
સુણે શ્યામના નામ–
સદા યે સુણે શ્યામના નામ:
ત્હારી ઝમકે નિધિ ! અભિરામ

ઝરમર ઝાઝરી અભિરામ
ત્હારી ઝમકે નિધિ ! અવિરામ

## ૯૦, મહામાયાનો રાસ



નભકુળ કૂદડી ફરે રે લોલ,
નવલખ તારલીઓને ઘેર
નભકુળ કૂદડી ફરે રે લોલ.

ત્રિકાળની તાળી પડે રે લોલ,
મહામાયા રમણુ રહ્રડે રે લોલ,
ટહુકે પદઝાંઝરના મોર
નભકુળ કૂદડી ફરે રે લોલ

ચન્દની અમૃત ઝરે રે લોલ,
વીજળી વીંઝણુ કરે રે લોલ,
ઝળકે નયનકમળની કોર
નભકુળ કૂદડી ફરે રે લોલ

ત્રિલોકથી નીકળી રે લોલ,
સહિયર ટોળે મળી રે લોલ,
ગજાવ્યો લોકલોક મહાશોર
નભકુળ કૂદડી ફરે રે લોલ.

તિમિરો રજની રચે રે લોલ,
તેજની ઝડીઓ મચે રે લોલ,
રમતા રમતા ઉગિયો ભોર
નભકુળ ફૂદડી ફરે રે લોલ

જગકુળ ઘૂમડી ઘૂમે રે લોલ,
ઘૂમતી સૃજનપ્રલયની ઝકોર,
નવલખ તારલીઓને ઘોર
જગકુળ ઘૂમડી ઘૂમે રે લોલ

## ૬૧, હરિ ! આવોને

આ વસન્ત ખોલે શતપાંખડી, હરિ ! આવોને,
આ ધરતીએ ધરિયા સોહાગ; હવે તો હરિ ! આવોને
આ વિશ્વ વદે છે વધામણી, હરિ ! આવોને,
આવી વાચો અમારાં સૌભાગ્ય, હવે તો હરિ ! આવોને.

આ ચન્દરવો કરે ચન્દની, હરિ ! આવોને,
વેર્યાં તારલિયાનાં ફૂલ, હવે તો હરિ ! આવોને
પ્રભુ ! પાથરણાં દઇશ પ્રેમનાં, હરિ ! આવોને,
દિલ વારી કરીશ સહુ ફૂલ; હવે તો હરિ આવોને

આ જળમાં ઉઘડે પોયણાં, હરિ ! આવોને,
એવા ઉઘડે હૈયાના ભાવ, હવે તો હરિ ! આવોને
આ માથે મયકનો મણિ તપે, હરિ ! આવોને;
એવા આવો, જીવનમણિ માવ ! હવે તો હરિ ! આવોને.

આ ચન્દની ભરી છે તલાવડી, હરિ ! આવોને;
ફૂલડિયે બાંધી પાજ; હવે તો હરિ ! આવોને.

આ આસોપાલવને છાંયડે હરિ! આવોને;
મનમહેરામણ મહારાજ! હવે તો હરિ! આવોને.

મ્હારે સૂની આયુષ્યની શેરીઓ, હરિ! આવોને;
મ્હારે સૂની સૌ જીવનની વાટ; હવે તો હરિ! આવોને.
મ્હારા કાળજ કેરી કુંજમાં હરિ! આવોનેઃ
મ્હારા આતમસરોવરઘાટે હવે તો હરિ! આવોને.

**

## ૬૨, જુગ જાગે

---

હાં રે જુગ જાગે, રે ! જુગ જાગે;
હાં રે વ્રજરાજ કેરી વાંસલડી વાગેઃ
રે ! જુગ જાગે.

હાં રે એ તો ઉભો કદંબ કેરે ઝાડે;
હાં રે મધુરમધુરી શી મોરલી વગાડે;
રે ! જુગ જાગે.

હાં રે દિશાવન એ ઝીલે, ને ઝીણું ગુંજે;
હાં રે પડઘો પડઘો ત્રિલોક કેરી કુંજેઃ
રે ! જુગ જાગે.

હાં રે ઘેરાં ઘેરા જમનાજીનાં પાણી;
હાં રે ઘેરી છાયા મંહી શ્યામની ઢોળાણીઃ
રે ! જુગ જાગે.

હાં રે વહે અવનીમાં આભ શાં અન્ધારાં:
હાં રે શરદચન્દનીની વરસે ત્ય'હાં ધારાઃ
રે ' જુગ જાગે.

હાં રે વિશ્વ ભરી એ અનન્ત ગીત ગાજેઃ
હાં રે મ્હારાં પોપચાંને પોયણે વિરાજેઃ
રે ! જુગ જાગે.

હાં રે જુગ જાગે, રે ! જુગ જાગે.



## ૬૩, યુગપલટા ઘડશે

---

દેવના દુંદુભી - ગડગડશે,
યુગોના યુગપલટા ઘડશે.

વૃન્દાવનની કુંપળ કુંપળ, ગોકુળ મથુરા વાટે,
બંસીબટના યમુનાઆરે, ગોમતી સાગર ઘાટે
કૃષ્ણ નિજ બંસરી છલબલશે,
જગતના યુગપલટા ઘડશે.

પ્રલયસન્ધ્યાએ સાન્ધ્યતેજમાં ઘૂમતાં તાંડવકાંટે,
નગરનગરની સ્મશાનચિતામાં, પીંડે ને બ્રહ્માંડે
શંભુ નિજ ડમરૂ ડમડમશે,
વિશ્વના યુગપલટા ઘડશે.

જળટપકાં સમ તિથિને ટપકે, પક્ષપક્ષની ધારે,
ઋતુઋતુઓના સરિતાઘાટે, સંવત્સરને આરે
કાળ નિજ ગર્જન ગર્જવશે,
દિશાના યુગપલટા ઘડશે.

હરિની પાંપણ પલપલશે,
યુગોના યુગપલટા ઘડશે.

❀

મ્હણે કુકુમના પૂર્યા સાથિયા, ફૂલ વીણજો રે!
ત્યહાં છે આનન્દવર્ણો સુગન્ધઃ
રસિક! ફૂલ વીણજો રે!

મીઠી કળીઓ સુખની ઉઘડે, ફૂલ વીણજો રે!
એથી મીઠડા દુઃખના લ્હાવ.
રસિક! ફૂલ વીણજો રે!
આ દુનિયા વાડી છે દેવની, ફૂલ વીણજો રે!
માંહિ ખેલે મનુજ ધૂપછાવઃ
રસિક! ફૂલ વીણજો રે!



## ૬૬, પેલે પાર



'હો ! મ્હારે જાવુ પેલે પાર,
હવે માછીડા ! હોડી હંકાર
મ્હારે જાવુ પેલે પાર.

જમણે કાંઠે મથુરા નગરી,
ડાબે ગોકુળ ગામ,
આ આરે મ્હારી દેહ ઉભી છે,
ત્ય્હાં છે આતમરામ
મ્હારે જાવુ પેલે પાર

આભનો સાગર જળજળ ભરિયો,
મહીં સૂરજ ને સોમ,
આ આરે છે ધરતીની ભેખડ,
ત્ય્હાં છે ચેતનભોમ
મ્હારે જાવું પેલે પાર

કે ચન્દ્રમાએ બાંધ્યા દિશાઓના ટોડલા રે,
કે ટોડલે ટોડલે તેજની વેલ:
 કે આભમાં તોરણ બન્ધાણા ત્રિલોકનાં રે.

કે કિરણે કિરણે અમૃત દેવનાં ગે;
કે એહ જળે હું ય ભરૂં હૈયાહેલ:
 કે આભમાં તોરણ બન્ધાણા ત્રિલોકના રે.



## ૬૮, જીવનના જય

જ્યંહાં આગમનાં અજવાળાં વાય રે,
જય એહ જીવનના, જીવનના,
જ્યંહાં પુણ્યપાંખે જગતને જીતાય રે,
જય એહ જીવનના, જીવનના,
જ્યંહાં નિમિષમાં વિરાટને ઝંખાય રે,
જય એહ જીવનના, જીવનના.

મ્હેં તો ગગન મંહી નયનદોર નાખિયા, હો નાથ !
મ્હે તો હૈયાના હિન્ડોળ ત્યંહી બાંધિયા, હો નાથ !
મ્હેં તો અમૂર્તને મૂર્ત કરી સ્થાપિયા, હો નાથ !

જ્યંહાં આંખડીમા આંખડી ઘોળાય રે,
જય એહ જીવનના, જીવનના,
જ્યંહા પ્રીતમની પ્રેરણા પીવાય રે,
જય એહ જીવનના, જીવનના,
જ્યંહાં પ્રેમની પૂર્ણિમા ઝીલાય રે,
જય એહ જીવનના, જીવનના

ॐ

કે ચન્દ્રમાએ બાંધ્યા  દિશાઓના ટોડલા રે,
કે ટોડલે ટોડલે  તેજની  વેલ:
    કે આભમાં તોરણુ બન્ધાણા ત્રિલોકનાં રે.

કે કિરણે કિરણે અમૃત દેવનાં ગે;
કે એહ જળે હું'ય ભરૂં હૈયાહેલ:
    કે આભમાં તોરણુ બન્ધાણા ત્રિલોકના રે



## ૯૮, જીવનના જય

જયંહાં આગમનાં અજવાળાં વાય રે,
જય એહ જીવનના, જીવનના;
જયંહાં પુણ્યપાંખે જગતને જીતાય રે,
જય એહ જીવનના, જીવનના;
જયંહાં નિમિષમાં વિરાટને ઝંખાય રે,
જય એહ જીવનના, જીવનના.

મ્હેં તો ગગન મંહી નયનદોર નાંખિયા, હો નાથ !
મ્હેં તો હૈયાના હિન્ડોળ ત્યંહી બાંધિયા, હો નાથ !
મ્હેં તો અમૂર્તને મૂર્ત કરી સ્થાપિયા, હો નાથ !

જયંહાં આંખડીમાં આખડી ઘોળાય રે,
જય એહ જીવનના, જીવનના;
જયંહાં પ્રીતમની પ્રેરણા પીવાય રે,
જય એહ જીવનના, જીવનના;
જયંહાં પ્રેમની પૂર્ણિમા ઝીલાય રે,
જય એહ જીવનના, જીવનના.

❧

## ૬૯, આનન્દરંગ

એક છે અનસ્ત રંગ આત્મનો, આનન્દરંગ;
એક છે સોહાગ એ પરમાત્મનો, આનન્દરંગ.

એક છે પ્રકાશપ્રભા ચન્દ્રની, આનન્દરંગ,
એક છે ત્રિલોકધારા સૂર્યની, આનન્દરંગ.

એક છે અખંડ બોલ વાયુનો, આનન્દરંગ;
એક છે બ્રહ્માડવર્ણ આભનો, આનન્દરંગ

એક છે વસન્તબોલ વિશ્વનો, આનન્દરંગ;
એક છે જગમન્ત્ર શ્રીજગદીશનો, આનન્દરંગ.

એક છે સમસ્ત સૃષ્ટિની સુધા, આનન્દરંગ;
એક છે આયુષ્ય કેરી ચન્દ્રિકા, આનન્દરંગ.

એક છે સોહાગ એ પરમાત્મનો, આનન્દરંગ,
એક છે અનસ્ત રંગ આત્મનો, આનન્દરંગ.

## ૭૦, ક્હાનડ! ત્હારી બંસી મંહી

જુગજુગની વાતો રે ક્હાનડ! ત્હારી બંસી મંહી.

ફૂલડાંમાં વહી મ્હારા અન્તરમાં ઘોળાય જો!
વનવનની વાતો રે ક્હાનડ! ત્હારી બંસી મંહી.

ટહુકો એ ગેબી કાંઇ ત્રિલોકમાં ઢોળાય જો!
જગજગની વાતો રે ક્હાનડ! ત્હારી બંસી મંહી.

ઘડીક વસન્ત, ઘડી મેહુલિયા રેલાય જો!
રતરતની વાતો રે ક્હાનડ! ત્હારી બંસી મંહી.

સૃજનપ્રલયના મનવન્તર મંહિ વાય જો!
જુગજુગની વાતો રે ક્હાનડ! ત્હારી બંસી મંહી.

  